# નૌધા ભકિત પ્રેમરસ.

## નીતિધર્મ, આત્મજ્ઞાન,

જીજ્ઞાસુના પ્રશ્ન- -મહાત્માશ્રીના ઉત્તર.



નીર્લોભી ભક્ત મહાત્માશ્રી લક્ષ્મીદાસજી.

નર્મદા નિવાસી.

શ્રીરણછોડરાય મહારાજની જય.

# શ્રી નોધા ભક્તિ પ્રેમરસ.



## ભાગ ૧ થી ૭.



પરમ પૂજ્ય નિર્લોભી ભક્ત મહાત્માશ્રી

શ્રી લક્ષ્મીદાસજીની પરમ કૃપાથી

છપાવી પ્રગટ કરનાર,


**પટેલ ભીકમલાલ ત્રીભોવનદાસ**

સુખડીઆ સુરતવાળા







સંવત ૧૯૮૭ વસંતપંચમી સને ૧૯૩૧

આવૃત્તિ ૧ લી પ્રત ૩૦૦૦

“વાસુદેવ” પ્રીન્ટિંગ પ્રેસમાં ઇશ્વરલાલ મોતીલાલે

છાપી. પાનકોર નાકા—અમદાવાદ.

મૂલ્ય માત્ર ૦—૮—૦

# સ્વદેશની સેવા વિષે





સ્વદેશની સેવામાં શુરા, પરોપકારી રહે છે પુરા
પરોપકારી પુરા કહાવે; જે બોલે તે તુરત બજાવે
નહી પત્થર તે ઝવેરી જેવા, જનુની જણે તો જણ જન એવા
દયા તણો દરીયો છે દાતા. ભુખ્યાને ભોજન જે પાતા
અભીયાગતની ઉપર પ્યાર, અપંગનો એ છે આધાર
ભુદરની ભકતી મન ભાવે, નીત્યરે ગાતા તેનું ગાન
કામ ક્રોધ મદ માયા ત્યાગે, જ્ઞાન વિશે રહે ગુલતાન
જ્ઞાન વિષે નીત ગુલતાન રહેતા, હરદમ હરીનુ નામ સ્મરતા
સૌપર સરખો પ્યાર બતાવે, ભુદરની ભકિત મન ભાવે
જનુની જણુતો જણુ જન એવા, લેખ લખે તે અમરીત જેવા
લેખ લખી સંસાર સુધારે, જેને અંતર જ્ઞાન વધારે
અંતર આત્મજ્ઞાન રહે છે, સાચી વાતો જગમાં કહે છે
સ્વદેશની કરતા તે સેવા, જનુની જણે તો જણુ જન એવા



શ્રી કૃષ્ણ રાધા.



# નિવેદન.

શ્રી રણછોડરાયજી મહારાજની પરમ કૃપાના પરીણામે, આ "નૌધા ભક્તિ પ્રેમરસ" નામક ભજનમાળા આજે પ્રગટ થઇ હરીજનોના કર કમળમાં સમર્પવામાં આવે છે, નિર્લોભી ભકત મહાત્મા શ્રી લક્ષ્મીદાસજીથી હવે કોઇ અજાણ નથી. મહાત્માશ્રી સ્થળે સ્થળે ફરી નૌધા ભક્તિનો સદ્બોધ આપે છે, ભક્તિનું ઉંડું રહસ્ય સમજાવે છે.તેઓશ્રીના સુબોધથી ભજન ભકતીમાં છુપાએલા પાખંડનો નાશ થયો છે, અને સાચા ભકતી જ્ઞાનનો ભકતજનોને લાભ મળ્યો છે. આ પુસ્તકમાંના ભજનો શ્રી મહાત્માજીની અમુલ્ય અમૃત વાણી છે. તેઓશ્રીની દયા કૃપાના પરીણામે આ એકત્ર ભજનનો સંગ્રહ કરી શકાયો છે.

દુનિયા અત્યારે સાચી ભકતી અને તેનું રહસ્ય સમજ્યા જાણ્યા વિના અજ્ઞાનના અંધકારમાં ગોથાં ખાય છે. ભજનો કથાઓ

વગેરેમાં સાચા સ્પષ્ટ ખુલાસા નહિ હોવાથી અજ્ઞાન અને થોડુ ભણેલાં મનુષ્યો ભજનો કથાનો અવળો અર્થ કરે છે.

મહાત્માશ્રી લક્ષ્મીદાસજી એ ભજનોના સ્પષ્ટ ખુલાસા આ પુસ્તકમાં કર્યા છે.

જીજ્ઞાસુના પ્રશ્ન અને મહાત્માશ્રીના ઉત્તર રૂપે દરેકની શંકાનું સમાધાન થાય, તેવી રીતે સાદી સરળ, ભાષામાં દરેક સમજી શકે એવી રીતના, ભજનનોના અર્થ ખુલાસા આપ્યા છે.

સીદ્ધપુર શ્રાદ્ધ, ગયા શ્રાદ્ધ, એકાદશી, જનમાષ્ટમી, વગેરેનાં વ્રત એટલે શું? તે બાબતના સ્પષ્ટ ખુલાસા વાંચતાં, ભકતજનો અજ્ઞાન અને અંધ શ્રદ્ધાથી, મુકત થઇ પોતાની કાયાના, કલ્યાણ સાથે ભકિતનું સાચું તત્વ મેળવશે.

આ પુસ્તકમાં ઉંડુ આત્મજ્ઞાન સમાએલું છે. સારનો સાર છે, હરીજનોને ઘણું જાણવાનું મળશે.

આ પુસ્તક ઉતાવળથી છપાએલુ છે, તેથી વાંચકોને કદી ભુલોં માલમ પડે તો, તે સુધારીને વાંચવા વિનંતી છે.

છેવટે શ્રી મહાત્મા લક્ષ્મીદાસજીના ચરણ કમળમાં પ્રણામ કરી આ ટુંક નિવેદન પુર્ણ કરૂં છું.

લી૦

મહાત્માશ્રીનો દાસાનું દાસ.

ત્રીકમલાલ ત્રીભોવનદાસ સુખડીયા.

સુરતવાળાના

જય શ્રી કૃષ્ણ.

# નૌધા ભકિત પ્રેમરસ

## સાંકળીઉ [ ભાગ–૧–લો. ]

## ભાગ ૨ જો.

## ભાગ-૩-જો

## ભાગ ૪ થો.

## સાંકળીઉ [ ભાગ. ૫ મો ]

# સાંકળીઉ ( ભાગ ૬ ઠો )

## સાંકળીઉ ( ભાગ ૭ મો )

## શ્રી રણછોડરાય મહારાજકી જે

પરમ પુજ્ય નિર્લોભી ભક્ત
મહાત્મા શ્રી લક્ષ્મીદાસજીનો
નિવાસ,
નર્મદા ત્રટ, સામે કિનારે,
સ્ટેશન માલસર.
શિનોર લાઇન, વાયા મીયાગામ,
ગામ અસાનગર.

---

મહારાજશ્રીને ટપાલ લખવાનું સરનામું

**ભગત લાલભાઈ દુર્લભદાસ**

મુ. અસાનગર. પોસ્ટ પાનેથા,
સ્ટેશન ઉમલ્લા
વાયા અંકલેશ્વર
સ્ટેટ રાજપીપલા

# શ્રી કૃષ્ણ મોરલીવાલેકી જય.



## નીર્લોભી ભક્ત શ્રી લક્ષ્મીદાસજી.



### પાનું ૧ લું. ભજન પહેલું.

સૌનું કરોને કલ્યાણ ડાકોરના ઠાકોર રે સૌનું કરો કલ્યાણ.

શ્રી રણછોડરાય મહારાજની જયઃ

# નૌધા ભક્તિ પ્રેમરસ

## ભાગ-૧

હરીજન તે હરિરૂપ છે, તેને મુરખ નીજસમ જાણે;
જેમ શશિ સાગરમાં હતો, માન્યો મને મીન પ્રમાણે;
મીન પ્રમાણે થયો નહીં સોમ, મકર રહ્યું જગતે વસ્યો વ્યોમ;
તેમ વૈષ્ણવ વૈકુંઠે જાશે, અધમ તે અહીંના અહીં અથડાશે
સેવો શ્રીકૃષ્ણ કૃપાળુ. ૧૪

### ભજન ૧ પ્રભુ સ્તુતી

સૌનું કરોને કલ્યાણ, ડાકોરના ઠાકોર સૌનું કરોને કલ્યાણ
કારતક સુદી દેવ એકાદસીએ,
પગે ચાલતાં ધરશું ધ્યાન, ડાકોરના
નર નારીરે પ્રેમ, ભાવે કરીને,
સરવે આવીશું તારે ધામ ડાકોરના
અરજો કરીશુંને, આનંદ લઈશું
ભાવે ભજીશું ભગવાન ડાકોરના
જગના સૌ વાસીઓને, સુખરે આપો
લડે નહી કોઈ ઠામ ડાકોરના
દુનીયામાં દરદ દુકાળ પડે નહી
અન્નદેવ ઉઠેને સરવે ખાય ડાકોરના

સખડીને રાજ ભોગ, નીત્ય રે થાય
ખાવેને તારા ગુણ ગાય ડાકોરના
સરવે જગતમાં; સુખાકારી વધે
વળી વધે ધન અને ધાન્ય ડાકોરના
મુક્તીરે આપો પ્રભુ ધામમાં રાખો
ગાયો તંણારે ગોવાળ ડાકોરના
સરવેની અરજી પ્રભુ, ધ્યાનમાં લેજો
લક્ષ્મીદાસની વીનંતી આજ ડાકોરના

## સાખી.

સાધુ સંતનો ધર્મ હે, પેટ જેટલી વેઠ
જે કોઇ રામ ધન લુંટતા, તે જીવ પહોંચે ઠેઠ.
ચાર વેદ ચાર વરણ છે, બ્રાહ્મણ જાતી ઉંચ.
બ્રહ્મજ્ઞાન જાણ્યા વીના, કોણ ઉંચ કોણ નીચ.
જાતી અભીમાન ના કરો, હરીને ઘેર છે એક
નીર વરતી બ્રહ્મ રૂપ હે, તરી ગયા ભકત અનેક.
ભકિત કુલ ઉત્તમ છે, પ્રેમ ભાવથી મીલ
રૂષિ લખાયા જગતમાં, વાલ્મીક જાતે ભીલ.

---

## ભજન ૨ જું.

( રાગ—પ્રભાત )

શરીર શોધ્યા વિના, સાર નહી સાંપડે,
પંડીતો પાર નહી, પામે પોથે,
તાદુલ મેલીને કુષને વલગી રહ્યો
ભુખ નહી ભાગે, એમ ખાંડો તોયે. શરીર. ૧

રસના સ્વાદમાં, સર્વ રૂંધાઇ રહ્યા,
સીગતી થાસે, ગુરૂ જ્ઞાન વીના,
વાણી વિલાસમાં, વીવીધ વાણી વદે,
પરહરી પ્રેમને, વળગે ચુંથે. શરીર. ૨
શબ્દ શીખે ખરો, સકળ વિદ્યા ભણે,
અધ્યાત્મ ઉચરે, આવી ઓઠે;
પ્રપંચ પીંડમાંરહયો, અહંકાર નવ ગયો,
આથડયો એમ, અનંત કોઠે. શરીર. ૩
શાસ્ત્ર કથા સંભાળી, રજનીમાં આથડે,
એમ અજ્ઞાનમાં, શીશ ગોઠે.
ભણે નરસૈયો જે, ભેદ જાણી જુઓ,
મેં તો રચી કહ્યું, પદ ચોથે. શરીર. ૪

---

શ્રમ કરી સહુ વિદ્યા ભણિયો, મહા પંડિત કહાવ્યો જગતમા; પણ તેનો સાર સમજયો નહિ, ન થયો ભગવંતનો ભકત; ભકિત વીના શ્રમ એ ફળ સાર, જેમ રાસભ વહે ચંદનભાર; જેમ અહિમણિ દુતિ મેળવે અહાર, તેમ તે ઉદર ભરે ધિકકાર.

સેવો શ્રી કૃષ્ણ કૃપાણી. ૨૪

## ભજન ૩ જું.

( રાગ—પ્રભાત )

જ્યાં લગી આત્મા, તત્વ ચિન્યો નહી;
ત્યાં લગી સાધના, સરવે જુઠી; ટેક૦
પુરૂ ના પડે નાથજી, તમારી કીરપા વીના,
સાત સાંધે ત્યારે તેર તુટે, જ્યાં૦ ૧

શું થયું ધ્યાનને, સ્નાન કરવા થકી,
શું થયું ઘેર રહી, દાન દીધે;
શું થયું ધરી જટા, ભસ્મ લેપન કરે,
શું થયું વાળ લો, છન કીધે. જયાં૦ ૨
શું થયું તપને, તીરથ કીધા થકી,
શું થયું માળા ગ્રહી, નામ લીધે;
શું થયું તીલક ને, તુળશી ધર્યા થકી,
શું થયું ગંગા જળ, પાન પીધે; જયાં૦ ૩
શું થયું વેદ, વ્યાકરણ વાણી વદે,
એવા પરપંચ કરે; પેટ ભરવા;
ભણે **નરસઇયો** કહે, આત્મ દર્શન વિના,
રત્ન ચિન્તામણી, જન્મ ખોયે. જયાં૦ ૪

---

## સાખી.

સન્યાસ માયા ત્યાગ હે, એક પેટ પાત્ર હેં પાસ
સો ભેગ નીરલોભ હે, પન ધનની કરે સો આસ.
નુગરાનો સુગરો થવા, સંતોને શરણે જાય.
કંઠી બાંધે કાન ફુંકતાં, પૈસા લુટી ખાય.
ભેદુ વીના હરી ન મીલે, કરોને કોટી ઉપાય,
લક્ષ્મીદાસ કહે ભુદરો, પ્રેમ ભકતીને વસ થાય,
નેપોલીયન કહે ભાવથી, દે તું માતને જ્ઞાન,
પુત્ર પુત્રીને જ્ઞાન આવતા, દેશ થાય આબાદાન,

## ભજન ૪ થું.

( રાગ પ્રભાતનો કેહારો )

વૈષ્ણવ જન તો કેનેરે કહીએ, જે પીડ પરાઇ જાણે રે;
પર દુઃખે ઉપકાર કરે તે, મન અભિમાન ના આણે રે. ૧
સકળ લોકમાં સૌને રે વંદે, નિંદા તે ના કરે કેની રે;
જ્ઞાન ધ્યાનમાં મનને રાખે તો, ધન્ય ધન્ય તેની જનુની રે. ૨
સમ દ્રષ્ટી અને તૃષ્ણા ત્યાગી, પર સ્રી જેને માતા રે;
જીભ્યા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝીલે હાથે રે. ૩
મોહ માયા વ્યાપે નહિ તેને, દઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામ નામશું તાળીરે લાગી, સકળ તીરથ તેના તનમાં રે. ૪
વણ લોભીને કપટ રહીત, જેને કામ ક્રોધ નિવાર્યા રે;
ભણે **નરસઇયો** તેનું દર્શન કરતાં, કુલ ઇકોતેર તાર્યા રે. ૫

---

## ભજન ૫ મું.

હાંરે આવો સંતો પધારો, અમોલા મેમાન
અંતરને વ્હાલે વધાવીએ
હાંરે આપો આતમ જ્ઞાન, હવે લઇએ અમે સાર
અંતરને વ્હાલે વધાવીએ ટેક
હાંરે અમ અંતરનું. સ્વાગત સ્વીકારવા
હાંરે વળી અંતરના, પ્રેમને વધારવા
હાંરે મારે ઘેર પધાર્યા, નિર્લોભી મેમાન—અંતરને વ્હાલે૦
હાંરે અમ સેવકની, અરજ સ્વીકારવા
હાંરે સુણી સુરતા, મુકિતપોળ આવ્યા
હાંરે રામ ધનના વેહપારી, પધાર્યા મેમાન—અંતરને વ્હાલે૦

હાંરે સંત સાદા, વેસે આવનારા
હાંરે એતો લાગે છે, સરવેને વ્હાલા
હાંરે એવા દાસ કોઇ વીરલા, ભાર્યા મેમાન—અંતરને વ્હાલે૦
હાંરે મને સંસારની, જાળથી ઉગારવા
હાંરે જ્ઞાનવેણુ બોલી, મન પાછા વારવા
હાંરે ભવોભવના ભટકણુા, ટાળ્યા મેમાન—અંતરને વ્હાલે૦
હાંરે કરી પધરામણી પ્રેમભાવ સેવના
હાંરે લક્ષ્મીદાસના, બોલ મહા મુલના
હાંરે કુલશંકરને, આવે ઉમરકા જે આજ—અંતરને વ્હાલે૦

---

# સાચા સંત ઓળખવા વીષે

## ભજન ૬ ઠું.

( રાગ ઘોળ )

જીરે સંત પધાર્યા કયારે જાણીએ
હરખે સૌને દે-જ્ઞાન ઉપદેશ-જીરે સંત પધાર્યા ત્યારે જાણીએ
જીરે ઝેર વેર ને દ્વેષ ઇર્ષા
લોભ માયા મમતા કરાવે ત્યાગ—જીરે સંત૦
જીરે ઉપદેશ દેતાં કંટાળે નહિ
પ્રેમે નૌધાનો બતાવે સાર—જીરે સંત૦
જીરે ઉંચ નીચનો ભેદ ગણે નહિ
સૌને એક માને દે બ્રહ્મજ્ઞાન—જીરે સંત૦
જીરે વાડા પાડાના ફંદ છોડાવીને
પ્રેમ પંથની બતાવે વાટ—જીરે સંત૦

જીરે સુરતાને આત્મા ઓળખાવીઓ
એક ઉત્તરમાં દીખાયો બ્રહ્માંડ—જીરે સંત૦
જીરે દાન દક્ષણા કંઇ લેવે નહિ
લેવડ દેવડમાં પ્રેમ ને ભાવ—જીરે સંત૦
જીરે સંત નિર્લોભી કોઈ વિરલા હોઈ
બીજા માયમાં ફરે છપ્પન લાખ—જીરે સંત૦
જીરે હાર કલગી ને પુષ્પે વધાવીયા
પ્રેમ ભાવથી આનંદ ઓચ્છવ ગાય—જીરે સંત૦
**લક્ષ્મીદાસ** પધાર્યા મુકિત પોળમાં
**ફુલશંકરને** આનંદ અપાર—જીરે સંત૦



## ભજન ૭ મું.

(રાગ—ધોળ—ગીત.)

હાંરે સખી આજનો દિવસ કહીએ ધન્ય રે,
હાંરે મારે ઘેર પધાર્યા હરી જન રે,
હરી જન હરીની છે તોલે રે,
ભાગવત વેદ પુરાણુ એમ બોલે રે,
જે કોઇ ભકિતને ભાવેથી નમસે રે,
તે રાય રણછોડ ગુરૂજીને ગમસે રે,
જે કોઇ ભકિતને આસાન આપે રે,
તેને વાલો પોતાનો કરી સ્થાપે રે,
જે કોઈ સંતને સ્નાન કરાવે રે,
તે ચાર તીરથનું ફળ પાવે રે,

જે કોઇ ભકિતનું પૂજન કરશે રે,
તે મારા શેઠ સામળશાને ગમશે રે,
જે કોઈ ભુખ્યાને ભોજન આપે રે,
તેનાં વાલો દુઃખ દરીદ્ર કાપે રે,
જે કોઇ આત્મજ્ઞાન લે જાણી રે,
તેના વાલો પુર્વેનાં પાપ લે તાણી રે,
જે કોઈ હરીજન સમજીને ગાશે રે,
ત્યારે તેની વારે રણછોડરાય ધાસે રે,
જે કોઇ આવી એકાદશી કરશે રે,
તારે તેનો જન્મ મરણ ફેરો ટળસે રે,
કહે છે ભકત **લક્ષ્મીદાસ** વાણી રે,
તે તમો મનથી લેજો નક્કી માની રે,

---

## ભજન ૮ મું.

### રાગ-ધોળ.

( રાગ આજ સખી હું તો આનંદ પામી )
આવો હરીજન, ભજન કરીયે
ઘરની માંહે તો, બેસી નવ રહીએ
હરતા ફરતા પેટ, પુંજાવો કરીએ
ખાવા જોઈએ એતો નીશ્ચયથી રળીએ
બાળા બચ્ચાંઓને, ચેનરે દઇએ—આવો હરીજન.
જીવતા સુધી, પ્રેમપંથમાં રહીએ
હરકોઈ બંધુને, જેસીકૃષ્ણ કહીએ

સાંજ પડે તો, ભજન મારે જઇએ
સામા મળે તેને, સાથેરે લઈએ
ભેગા બેસી રાય, રણછોડ ગઇએ- આવો હરીજન.
ગર કુકડલા તો, ઘરમારે બોલે
કેફી જનો તો, પીઠા મારે ડોલે
પૈસા ખરચી મન પાપમાં બોરે
નરકે પડે તેને, ઝાઝું શું કહીએ
પ્રેમ કરી હરીવરને રે વરીએ—આવો હરીજન.
સતી પતીની સેવા મારે રહીએ
ઘરનો ધંધો રોજ કરતારે જઇએ
સંસાર છોડીને, બાવા નવ થઈએ
ભુખ્યા અભીયાગતને, ભોજન દઇએ
પોતાનું ઘર, સંભારીને રહીએ—આવો હરીજન.
પોતે પોતાનું રૂપ, નીરખીને લઇએ
જન્મ મરણ ફેરો ટાળિરે દઇએ
કયાંથી આવ્યા, હવે કયાં જઇને રહીએ
ઠામ ઠેકાણું, નીશ્ચે કરી લઇએ
કહે **લક્ષ્મીદાસ**, સંસારમાં તરીએ—આવો હરીજન



# મનજારીનો અને હુડીનો ભાવાર્થ

## ભજન. ૯ મું.

સંત જનોને તમે, દુખ દો, બાનાને માટે
ભકતજનોને તમે, દુખ દો. બાનાને માટે

કોણ જપે છે તારો, જાપ રે, બાનાને માટે
બળતારે દઊમાંથી, બચ્ચાં ઉગાર્યા વહાલા
ઉગાર્યો મન મંઝારી, બાળરે, બાનાને માટે
બાઈ દ્રૌપદીની તમે, લજ્જાઓ રાખી વહાલા
નવસે નવાણું પુર્યાં, ચીરરે, બાનાને માટે
મહેતા નરસૈયાની, હુંડી સીકારી વહાલા
તે તમે દ્વારકાના, નાથરે, બાનાને માટે
બાઈ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ વહાલા
જન્મો જન્મ તારી, દાસરે, બાનાને માટે

## સાખી.

પોતે ગુરૂ ઓળખ્યા નહી, ચેલો કોનો થાય.
તે જન તો નુગરો ફરે, મુક્તિ કદી ના પાય.
મનનો ગુરૂ જ્યારે મળે, ત્યારે બેડો પાર.
ત્યાં સુધી જીવ ભમતો ફરે, લક્ષ ચોરાશી વાર.
બની બનાઈ બન રહી, વાણીથી નામ ગવાય.
અજ્ઞાની અથડાય છે, ચાર દિશાની માંય.
કરતા હરતા શ્રી હરી, ચેતન સુખી સરદાર,
કે લક્ષ્મીદાસ મુક્તી થાય છે, ભજ લે રણછોડરાય.

## ભાવાર્થ ૧૦મો.

**જીજ્ઞાસુનો પ્રશ્ન**—એક ભજનમાં એવું લખાણુ આવે છે કે કુંભારના ત્યાં નીભાડામાંથી મંઝારીનાં બચ્ચાં બળતાં ઉગાર્યાં. ?

તે વીષે દુનીઆમાં ઘણા જણાએ, કુંભાર માટલાં બનાવે છે; ને માટલામાં બીલાડીનાં બચ્ચા રહી ગએલા, તે બચી

ગયા એમ બતાવે છે. પણ અગ્નીમાંથી બચીજાય તે મારૂ મન ખાત્રી થતુ નથી, તો એનો અધ્યાતમ અરથ શુ હશે, તે જણાવવા કીરપા કરશોજી.

**મહાત્માશ્રીનો ઉત્તર**—આ પ્રશ્ન સાંભળી મહાત્મા હસીને બોલ્યા, કે ભાઇ. આ દરેક ભજનો પૂર્વે થઇ ગએલા મહાત્માઓએ, આત્મજ્ઞાનમાં લખી ગયા છે અને ગાયાં છે. પરંતુ હાલના સંત સાધુ મહાત્માઓએ, માયાના આવરણને લીધે, અને કંઇક અજ્ઞાનને લીધે, આપણને શૃંગારમાં સમજાવી અવળે રસ્તે ચઢાવી દીધા છે, પરંતુ ભાઇ હું તેનો ખુલાસો આત્મ-જ્ઞાનમાં કહું છું. તે ધ્યાનમાં લ્યો, કુંભારે નીભાડો સળગાવ્યો અને માટલામાં મંઝારીનાં બચ્ચાં રહી ગયાં, આ ભજનમાં જેને ( કુંભાર ) કહે છે, તેને બ્રહ્મા જાણવા, માટલું એટલે કાયા, મંઝારી એટલે મન. નિભાડો એટલે સંસાર, આગ એટલે ચિંન્તા, કાયા માટલામાં મન મંઝારીનાં બે બચ્ચાં તે. **સુરતા** અને **શબ્દ** આ બે બચ્ચાં કાયારૂપી માટલામાં, ચિંન્તારૂપી નીભાડામાં બળી રહ્યાં છે. તે કયારે બચે. કે પરમાત્માની દઢ, શ્રદ્ધાથી ભકતી કરે, અને જ્યારે તેની સુરતાને સાક્ષાત પ્રભુની ઝાંખી થાય, ત્યારે તે ચિંન્તા રૂપી નીભાડો ઓલાય, અને બચ્ચાં બચી જાય, બચ્ચાં **નરસીંહ** મહેતાનાં, **પ્રહ્લાદજી**નાં, મીરાંબાઇનાં, અનેક ભકતોનાં બચી ગયાં છે, કેમકે તેમણે પ્રેમ ભાવથી અને મીઠી મીઠી વાણીથી, એક શ્રદ્ધાથી નિસ્વાર્થપણે પ્રભુની ભકતી કરી, તેથી પ્રભુએ તેમની સાચી ભકિતથી પસન્ન થયા, અને સાક્ષાત રૂપ ધારણ કરી તેમની સુરતાને દર્શન દીધાં, તેથી તેમનો ચિંન્તા

રૂપી નિભાડો ઓલવાઈ ગયો, અને બચ્ચાં બચી ગયાં, અને ફરીથી જન્મ મરણ રૂપી ચોરાસીનો ફેરો ટળી ગયો, અને મોક્ષ થયો.

---

શ્રવણ કીર્તન શ્રીકૃષ્ણનું, સ્મરણ સેવન વચન
વંદન દાસતત્વ સીખતા, વળી આત્મા નિવેદન;
આત્મનિવેદન નવધા કહિયે, પ્રેમલક્ષણા દશમી લહીયે,
એ ભકિત સહુ સાધનમાંજ, જે પામે વશ થાય વ્રજરાજ
સેવો શ્રીકૃષ્ણ કૃપાળુ. ૪

# પ્રભુ સાથે લેહ લાગી છે.

## ભજન ૬૬ મું.

( રાગ ગરબીનો )

તારો નેડો લાગ્યો મને, રાજા રણછોડ રે,
રાજા રણછોડ રે, રંગીલા રણછોડરે. તારો. ૧
અધમ ઓધારણ નામ તમારૂ, મહાતમ તેનું મોટું રે,
હરતાં ફરતાં તમને સમરૂં, બાકી સરવે ખોટું રે. તારો. ૨
કાશી દેખી દેખી દ્વારકાં, તીરથ દેખ્યાં ઝાઝાં રે,
સતસંગતમાં બેઠો ત્યારે, મનડે મુકી માઝા રે. તારો. ૩
ભવસાગરમાં ડુબી પડયો છું, સગાં સંબંધી લુટે રે.
**ભકતીદાસ** પર દયા કરો તો, ભવનાં બંધન છુટે રે. તારો ૪

---

# ટચલી આંગળીએ ગોવર્ધન તોળ્યો.

## ભજન ૧૨ મું.

આવો આવો, સકળ બ્રીજ નારી રે,
મારા ઘરમાં, ઘેર્યા છે ગીરધારી રે. ૧
જેને જોઇએ, તેને કાનજી બતાવું રે,
હરીને હેતે, પ્રીતેથી નચાવું રે. ૨
વેણુ વાતાં, ઘણાં ને ગીત ગાતા રે,
મારૂં માખણુ, ખઇને થયા માતા રે. ૩
ટચલી આંગળીએ, ગોવરધન તોર્યો રે,
મોહ મારીને. કંસરાય રોર્યો રે. ૪
નાથ નાનાને, કાયા છે મોટી રે,
મારી વાતો, રણછોડજીને ગોઠી રે. ૫
વાલા દહાડી, દહાડી દર્શન દેજો રે,
ભક્તદાસના રૂદીયામાં રહેજો રે. ૬

## ભાવાર્થ ૧૩ મો.

**જીજ્ઞાસુનો પ્રશ્ન**—ટચલી આંગળીએ ગોવર્ધન તોળ્યો. તેવું મારા વાંચવા તથા સાંભળવામાં આવ્યું. એટલે તે વિષે ખાત્રી કરવા હું ગોવર્ધન પર્વત પર જઇ આવ્યો. ને તપાસીને જોયું પણ તેતો સાત ગાઉમાં જમીન ઉપર પડેલો દેખાયો. પણ કાંઈ અદ્ધર તોળેલો દેખાયો નહિ. આ વિષે કાંઇ ભેદ હોવો જોઈએ, કેમકે સંત મહાત્માઓનું લખાણ કાંઇ ખોટું હોય નહિ, માટે તે વિષે સત્ય શું હશે, તે આપ કૃપા કરીને જણાવશોજી.

**મહાત્માશ્રીનો ઉત્તર**—પાંચ આંગળીઓમાં, ટચલી આંગળીનાની છે. તેવીજ રીતે સીદ્ધાંન્ત એ છે. કે પાંચ તત્ત્વનું પુતળું છે, તેમાં આત્મારાંમ નાનામાં નાના છે. અને કાયાગઢ ગણોજ મોટો છે. તે ગઢની અંદર નાના આત્મારાંમ રહેલો છે. ત્યાં સુધી એ કાયાગઢ અદ્ધર છે. અને ફરે હરે છે. ને સાતમે માર ચડી જાય છે. પણ જ્યારે એ કાયાગઢમાંથી આત્મારાંમ નાનો અને સુક્ષ્મ નીકળી જાય છે. ત્યારે તે ગઢને ચાર જણા ઉચકનાર જોઇએ છે. વાસ્તે ગઢનો અર્થ **કાયા**, અને ટચલી. આંગળીનો અર્થ આત્મારાંમ છે. એ આત્મજ્ઞાનનો ખુલાસો છે.

---

# પ્રભુને બોલાવવા મહેતાની સ્તુતી

## ભજન ૧૪ મું.

( સુંદર શામળીઆ—એ રાગ )

ગોવરધનધારી, વેગે વહેલા આવો;
અરજી ઉર ધારી, શુધ્ધી વચનની લાવો,
વાટ જોઉંછું તારી હરજી; વહેલા આવો સુણી આ અરજી
જો ના આવો તો તારી મરજી, વચન આપી શીદ કરો ફજેતી
આવો તો ઝટ વહેલા આવો—ગોવરધન

જાદવસ્વામી જાગો તમેતો, અગણીત ખોડે ભરીયા અમેતો
યાદ ના લાવો પ્રભુ આ સમેતો, વહેલા આવો જો તમને ગમેતો
છે તમ પર સાચો દાવો—ગોવરધન

---

મહા મુઢમતિ જીવ કળીના, સર્વ શાસ્ત્ર કયાં ખોળે ?
માટે સકળ સિદ્ધાંતનો સાર, તે શોધી કીધો છે ટોળે;
ડોળે કરાવ્યો પ્રભુ મતિ દીધી, નિજ જન જાણીને કરૂણા કીધી;
ભકિત પોષણ ધર્યુ ગ્રથનું નામ, કથે સુણે સરે સર્વનું કામ.
સેવો શ્રી કૃષ્ણ કૃપાળુ. ૨૭

## ભજન ૧૫ મું.

---

શ્રી નાથ તમે, તુલસીના પત્રે તુલાયા,
હાંરે એવા ગુણ તો, ગોવીંદના ગવાયા. ટેક.
ઓડાણાએ બહુ ભાવ કરી સેવ્યા ત્યારે, બોલડીયે બંધાયા;
કૃપા કરીને પ્રભુજી પધાર્યા, ડાકોરમાં દરસાયા. શ્રીનાથ ૧
ગુગરી વાંસે ગોતવાને આવ્યા ત્યારે, અધવચે અટકાવ્યા,
વાવડીમાં વ્હાલોજી આપ બીરાજ્યા,સાનકરીને સંતાયા,શ્રીનાથ ૨
હીમ બરાબર મુલ કરીને, વાલ સવામાં તુલાયા,
બ્રાહ્મણને ભુલાપણ આપ્યું, ભક્તીના વચને વેચાયા. શ્રીનાથ ૩
ગુજરાત મધ્યે રચી દુવારકાં, વેદ પુરાણે વંચાયા;
સતગુરૂ શરણે ગાય વ્હાલો લાખો,જગત બધીમાં જણાયા, શ્રીનાથ૪

## ભાવાર્થ ૧૬ મો.

**જીજ્ઞાસુનો પ્રશ્ન**—હિંમ બરાબર મુલ કરીને વાલ સવામાં તુલાયા,બ્રાહ્મણને ભુલાપણ આપ્યું,અનેઓડાણાના વચને વેચાણા. ધન ધન ગંગાબાઈની વાળી, સવા વાલ થયા વનમાળી, આ ભજનમ! લખ્યું છે કે, નાકની સવા વાલની વારીએ, ભગવાન તુલાયા, વેદશાસ્રમાં લખાણ સાચું હશે. પણ નાકની

વારીએ ભગવાન તોલાય, એમ મારા મનની ખાત્રી થતી નથી. તો તે મારા મનને ખાત્રી થાય તેમ ખુલાસો સાનતી વળે એવો, અધ્યાત્મજ્ઞાન જણાવા કીરપા કરસોજી.

**મહાત્માશ્રીનો ઉત્તર**—ત્રણ રતીનો એક વાલ થાય છે. તે તમો જાણો છો કે, ત્રણ ચણોઠીયો મુકી તોલાય છે,તેને આખી દુનીયાં વાલ માને છે. પણ તે વાલે તોલાતા નથી. ત્રણ રતી એટલે **બ્રહ્મા, વિષ્ણુ, માહેશ્વર, વાલ એટલે વાણી** જેણે આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું, તેની વાણી સવાઇ થાય છે તો તેની વારે ભગવાન આવે છે. **રણછોડરાયની** રાશી 'તુલા' એટલે 'તુલાયા'નો અર્થ રણછોડરાય દ્વારકાથી ડાકોર પધાર્યા, અને બોડાણાની બોલીએ બંધાયા, ગંગા, એટલે જ્ઞાન, વાળી. એટલે વાણી. ખરો અર્થ એવો છે કે નાકની વાળીએ કાંઈ ભગવાન તોલાતા નથી. જો તોલાતા હોય તો આ જગતમાં નાકની વાળીયો ઘણી છે. પણ વાલનો ખરો અર્થ જ્ઞાન રૂપી વાણીજ છે, જ્યારે જ્ઞાનરૂપી સવાઇ વાણી થાય, ત્યારેજ મારો વાલો તેની વારે ધાય અને તેની સુરતાને દર્શન થાય. એટલે તેની વાણીએ બંધાય અને તેના અનેક કામો કરે, તો પોતે તરે છે તેની ઈકોતેર પેઢીને તારે છે તે, નકકી માનજો માટે મોહ માયા મમતા તજી સારૂ જીવન ગાળવું, અને શુદ્ધ અંતઃકરણથી પ્રભુની ભકિત કરશો. ને જ્ઞાન પ્રાપ્ત કરી મીઠા બોલથી પ્રભુને પ્રસન્ન કર શો, તો આપનાં પણ જરૂર કામ કરશે અને મુકિત થશે.

## ધુન

ધન્ય ધન્ય જ્ઞાન તણી જેની વાણી,
સવા વાલ થયા વનમાળી;
આવ્યા દવારકાંથી નાશી,
વ્હાલે ડાકોર કીધું કાશી.

## સાખી

બોડાણાની બોલીએ, અને સવરી બાઇના બોલ,
વાલ સવાયે તુલાયા, જય જય શ્રી રણછોડ.
ત્રણ રતીનો વાલ છે, બ્રહ્મા વીષ્ણુ મહેશ,
જ્ઞાને સવાયો થાય છે આતમરામ ઓળખેશ

---

મંત્ર આધીન સહુ દેવતા, યોગે વિરાટ પણ વશ થાય;
જ્ઞાની અક્ષરને જઈ મળે, પુરૂષોત્તમ પ્રેમે પમાય;
પ્રેમ ભક્તિવશ પુર્ણાનંદ, એનાવડે અન્ય સાધન ફંદ;
શ્રીમુખે ભાખ્યું શ્રીગીતામાંહે, ના માનો તો જોજો ત્યાંહે,
સેવો શ્રીકૃષ્ણ કૃપાળુ. ૩

## ભજન ૧૭ મું.

જેનો મીઠો મધુરો બોલ, તેનો હરી કરે છે તોલ
જેનો ખોટો જુઠો બોલ, ત્યાં તો જમડા કરે છે શોર. ટેક.
મીઠા બોલમાં પ્રેમ હોય છે, મીઠાં બોલમાં ભાવ.
મીઠા બોલમાં દયા ધરમ છે, તેનું જાય પાપ અભિમાન, જેનો
મીઠા બોલથી સ્નેહ થાય છે, વેરી વશ થઈ જાય,
મીઠા બોલથી સુખ થાય છે, તેનું દુઃખ નાશીને દુર જાય.જેનો
મીઠા બોલથી થાય વેવારીયાં, રામ નામના ભાઇ,
ભક્તિને હરી વશ થાય છે; કુટુંબ કબીલો ખુશી થાય. જેનો
બોડાણાએ બોલીથી બાંધ્યા, શવરી બાઈના બોલ.
લક્ષ્મીદાસ કહે જે નર સમજે, તેનો વધે જગતમાં તોલ. જેનો

# જ્ઞાની અજ્ઞાનીને ઓળખવા વિષે.

## ભજન ૧૮ મું.

( રાગ મનમાયાના કરનાર. )

હાંરે મન વિચારીને, મીઠા બોલ બોલોરે
જે સમજે તેને, વાગે જ્ઞાન ગોળો
માંઘો મનખા દેહ તારે હાથ, આવ્યો છે તેને અજ્ઞાન
મોતમે શીદ રોળો
આત્માનું રૂપ કેવું, ભેદ નથી જાણુતો
તેતો મનુષ્ય રહ્યો છે, છેક ઢોલોરે—જે સમજે તેને

દેખાદેખી ભક્તિ કરે, તેને કહીએ આંધળો
જ્ઞાન ગંગા મેલી, બહાર શીદ દોડો
મોહ માયામાં રહી, કહ્યું નવ માને
પુંક પાર પડી, કાયા વાંસ પોલોરે—જે સમજે તેને

એક સોનું તો સોલ, સત્તરે વેચાય છે
ને નેશનલ તો, બાવીશનો તોલો
એમ જ્ઞાની અજ્ઞાનીની, કીમતના કીધી
તેથી લોભ માયામાં, તમે ડોલેરે—જે સમજે તેને

કહે લક્ષ્મીદાસ તમે—સંતોષી થઇને
હરતાં ફરતાં, હરી હરી બોલો,
અંતરના પડદાઓ, પ્રેમ ભાવે ખોલો
મારો રાય રણુછોડ છે, ભોળોરે—જે સમજે તેને

# મીઠા બોલ બોલવાથી સુખ અને ફળ વિષે.

## ભજન ૧૯ મું.

રાગ—(ગરબી)

મુખ વાણી બોલીએ, ભક્તિ થાય છે રે લોલ,
જ્ઞાન થયા વિના જીવ, એળે જાય છે રે લોલ.
ઘણા ભણ્યા વેદ શાસ્ત્ર, તે ભુલા પડયા રે લોલ,
અભણ નરસીંહ મ્હેતા, પ્રેમે તરી ગયા રે લોલ.
કર્મ કાંડ કર કરતા, કેટલાક ગયા રે લોલ,
ભક્તિ કર્યા વિના જગમાં, કોઈ ના તર્યા રે લોલ.
મીઠા બોલ બોલી, **સવરીયે** મનાવીયાં રે લોલ,
એના જન્મ મરણના, ફેરા ટળ્યા રે લોલ.
**મીરાંબાઈને** પ્રેમભાવે, ગીરધર મલ્યા રે લોલ.
મુખે જ્ઞાન વાણી બોલી, તન મન વર્યા રે લોલ.
**ખીર રોટલી બોરાં** ફળ, જમતા નથી રે લોલ,
હરી ભાવના ભુખ્યા સૌ, ભુલી ગયા રે લોલ.
**સરવણ** જાત્રાયે પગે, ચાલતા જતા રે લોલ,
**કાવડ** બેસારી માત પીતા, સેવતા રે લોલ.
બાપ વીના નહી જગમાં, બેટા દીઠા રે લોલ,
ગુરૂ ડુબાવે સર્વ, ગોતર ડુબ્યા રે લોલ.
આત્મજ્ઞાન પાચે સર્વ, જીવ એક ગણ્યા રે લોલ,
તેને સૌના મનડા તો, હેરી લીધા રે લોલ.
સામું જોતાં જોતાં મુખ, લાગે મીઠડા રે લોલ,
**લક્ષ્મીદાસ** કહે તમને, હવે દીઠડા રે લોલ,

---

# સૌ ગ્રંથમાં નૌધા ભકિત શ્રેષ્ટ.

## ભજન ૨૦ મું.

નોધા ભકતી સૌ ગ્રંથમાં, સારી રે સજજનો સાંભળો રે,
વેદ શાસ્ત્રમાં કહે છે, પોકારી રે સજજનો સાંભળો રે.
ગીતા ભાગવતનો સાર, જોયો જાણી રે સજજનો સાંભળો રે,
પ્રેમ ભકિતને વશ મોરારી રે સજજનો સાંભળો રે.
મીઠા બોલ ગણ્યા એને, ભાવ્યા રે સજજનો સાંભળો રે,
બાઇ સવરીને ઘેર, દોડયા આવ્યા રે સજજનો સાંભળો રે.
બોડાણાની બોલી, લાગી વહાલી રે સજજનો સાંભળો રે.
એણે વશ થયા વનમાળી રે સજજનો સાંભળો રે,
ભાવે આવ્યા દ્વારકાંથી નાશી રે સજજનો સાંભળો રે.
વ્હાલે ડાકોર કીધું કાશી રે સજજનો સાંભળો રે,
ગયા ગુગરી થઇ, ઉદાસી રે સજજનો સાંભળો રે
રાય રણછોડ ગોમતી. વાશી રે સજજનો સાંભળો રે,
એક તાલી સુદામાએ, આપી રે સજજનો સાંભળો રે.
નાખ્યું દુઃખ દરીદ્ર, કાપી રે સજજનો સાંભળો રે,
સત પ્રેમની વાત છે, ન્યારી રે સજજનો સાંભળો રે.
સૌને મીઠી બોલી લાગે વ્હાલી રે સજજનો સાંભળો રે,
જ્ઞાન બોલે છે મધુરી વાણી રે સજજનો સાંભળો રે,
લક્ષ્મીદાસ કહે લ્યો સૌ, જાણી રે સજજનો સાંભળો રે.

---

## ભજન ૨૧ મું.

વ્હાલાજી મને લાગો છો આત્મા જેવા,
શ્રી કૃષ્ણ મને લાગો છો આત્મા જેવા;

રણછોડરાય મને લાગો છો, આત્મા જેવા. ટેક.
રાત દિવસ પ્રભુ, રૂદીયામાં રાચી,
સેવા તમારી મને, ભાવે છે સાચી,
પ્રેમના બાંધ્યા પ્રભુ પાસે વસો છો.
ગોપીઓને દર્શન દેવા. હાં હાંરે વ્હાલા. વ્હાલાજી. ૧
રણછોડ ભજવાની મને, પડી છે હેવા;
એક સખી કહે મને મલ્યા પ્રભુ જેવા.
મુખડે ના બોલુ હું તો, મુઠી ના ખોલું.
અંતરમાં ઓળખી લેવા. હાં હાંરે વ્હાલા વ્હાલાજી. ૨
જેરે જોઇએ તે તો, લાવીને આપું,
દુધ સાકરને, ભાવનારે મેવા;
પીરસુ પાતળીયાને, પ્રેમ કરી સેવા.
જોઇએ તે મુખે માગી લેવા. હાં હાંરે વ્હાલા વ્હાલાજી ૩
વ્હારે આવો હેલી, પ્રભુ ના જાશો મેલી.
આપો ચરણના, પ્રેમની રે સેવા;
**લક્ષ્મીરેદાસના** સ્વામી જેને મલીયા
ટળ્યા જન્મ મરણના ફેરા હાં હાંરે વ્હાલા વ્હાલાજી. ૪

---

## ભજન ૨૨ મું,

### હીત વચન

હવે કહેવું જોઇએ તે તો કહીએ રે—સજ્જનો સાંભળોરે;
છેલ્લે છેલ્લી શીખામણ દઇએ રે—સજ્જનો સાંભળોરે.
રૂડાં નીતિનાં નેમથી રહેજો રે—સજ્જનો સાંભળોરે;
મુખે રામકૃષ્ણ રામકૃષ્ણ કહેજો રે—સજ્જનો સાંભળોરે;

હરિએ દીધું હોય તેણે દેવું રે—સજ્જનો સાંભળોરે.
પાપ કર્મોથી દૂર સદા રહેવું રે—સજ્જનો સાંભળોરે;
હરિ નામ શાસ્ત્રમાં હજારો રે—સજ્જનો સાંભળોરે;
તેમાં તમને ગમે તે તમારો રે—સજ્જનો સાંભળોરે;
તમને ગમે ત્યાંથી જ્ઞાન લેજો રે—સજ્જનો સાંભળોરે;
પૈસા માગે તો પ્રેમ તેને દેજો રે—સજ્જનો સાંભળોરે;
રૂડો લાગે તે ધર્મ તમે ધારો રે—સજ્જનો સાંભળોરે;
કરવો સત્સંગ સિદ્ધાંત અમારો રે—સજ્જનો સાંભળોરે;
થાય સત્સંગ તો વાત છે સારી રે—સજ્જનો સાંભળોરે;
કહે જાદવ એ અરજ અમારી રે—સજ્જનો સાંભળોરે;

## ભજન ૨૩ મું.

તમે મળવાતે ના આવ્યા શા માટે, તમે છોરે જનમના ચોર.
મળવા આવો, સુંદીર વર શામળીઆ. ટેક,
તમે આહીરડામાં ઉછર્યા, માગીને પીતા છાશ. મળવા.
તમે કાળી કાંબળીઓ ઓઢતા, તમે ભરવાડના ભાણેજ, મળવા.
તમે જમુનાના આરા રોકતા, તમે ખોબલે ઉડાડયાં નીર. મળવા.
તમે ગોકુળ ગાયો ચારતા, સવરીનાં ખાધાં બોર. મળવા.
વા વા'યા ને વાદળ ઉલટયાં, ગોકુળમાં ટઉકયા મોર. મળવા.
મહેતાનરસૈંના સ્વામી શામળા, મને વ્હાલે રમાડયાં રાસ મળવા.

## ભાવાર્થ ૨૪ મા નો.

**જીજ્ઞાસુનો પ્રશ્ન**—તમે સવરીનાં ખાધાં બોર, તે વિષે જગતમાં એવું વાતાવરણ ચાલે છે કે સવરીબાઇ ઝાડ ઉપરથી ખોળામાં બોર તોડી લાવી, તે પોતે ચાખી જોતી હતી.

## સવરીબાઈ અને કૃષ્ણ.




પાનું ૨૨. ભજન ૨૬.

તમે ગોકુળમાં ગાયો ચારતાં.

સવરીના ભાગ્યા ભાગ. મળવા આવ્યા સુંદર વર શામળીયા.

અને તે એઠાં બોર ભગવાન ખાવા આવ્યા હતા, એવી લોક વાયકા અને વૈશ્નવ ધર્મ ગુરૂઓની એવી વાયકા ચાલે છે. પણ તે વિષે મારૂં મન માનતું નથી, કારણકે દેવ તો અજર અમર છે. તે તો ખાતાએ નથી, અને પીતાએ નથી, તેમ સુતા પણ નથી, પણ મનુષ્ય દેહી રૂપી બોર ફળ વીગેરે ખાય છે, અને ભગવાનતો સર્વેના ભાવના ભુખ્યા છે એવું ભકિત ભાવમાં જણાવે છે, તો એનો અર્થ જણાવવા કૃપા કરશોજી.

મહાત્માશ્રોનો ઉત્તર–ભગવાન ખરેખર ભાવના ભુખ્યા છે. પણ તે ભાવ બજારમાં મળતો નથી.પણ એતો જે સાચા ભાવથી ખરી ભકિત કરે છે, તેમજ પુરણ જ્ઞાન થાય છે, ત્યારેજ તેના બોલમાં ભાવ અને મીઠાશ આવે છે, ત્યારેજ ભકિત કરી કહેવાય છે. અને તે પોતે સવરીબાઈ કહેવાયા તેમ સવરી બાઈના મીઠા બોલથી ભગવાન પ્રસન્ન થાય ત્યારેજ તેવા ભકતના જન્મ મરણના ફેરા ટળી જાય છે. માટે હરેક હરિ જનોએ મન વાણી અને કાયાએ કરીને, અંતરના શુદ્ધ પ્રેમ ભાવથી, મીઠા બોલથી પ્રભુને પોકારશો તો જરૂર મારો વ્હાલો શ્રી રણછોડરાય તેની પાસે દોડતો આવે, અને તેની સુરતાને દર્શન દેશે, અને તેજ આ જગતમાં તરશે, અને અસાર સંસારમાં માતાના ગર્ભવાસ દ્વારા, પુનઃ જન્મ લેવો નહિ પડે, બોરાંનો અધ્યાત્મ અર્થ તો (બોલ) છે.

---

## ભજન ૨૫ મું.

## નરસીંહ મહેતાની સુરતી સીકકાની હુંડી,

( રાસની ગરબીનો રાગ. )

મારી હુંડી સ્વીકારો મહારાજ રે, શામળા ગીરધારી.
મારી સુરતાને દરશન આપો રે, શામળા ગીરધારી.

પ્રભુ તારા દરશનનો આધાર રે, શામળા ગીરધારી.
માથે ધણી ધાર્યો કીરતાર રે, શામળા ગીરધારી.
મને કોઇની નથી પરવાહ રે, શામળા ગીરધારી.
શામળીયા જેવો સરદાર રે, શામળા ગીરધારી.

સાખી.

પ્રલ્હાદની પત રાખવા, ધર્યું નરસીંહ રૂપ;
થંભ થકી વહાલો પ્રગટીયા, માર્યો હીરણ્યાકશ્ય ભુપરે. શા. ૧
નિભાડામાંથી બળતાં ઉગાર્યાં, મંજારી કેરાં બાળ,
ટીંટોડીનાં ઇંડાં ઉગાર્યાં, હરી હેતે થયા રખવાળ રે. શા. ૨
વાણીઆને વિમાસણ કરી, કર્યો માટીનો અહાર;
ખાણીયામાં મોભા ખાંડીયો, તારી મરજી પ્રમાણે મહારાજરે શા. ૩
રાણાજીયે હઠ વધારી, મીરાં મારણ કાજ,
ઝેર ઘોળીને મોકલ્યાં, તમે ઝેરના જાણનહાર રે. શા. ૪
ગાંગેવ કેરે કારણે, ચકકર ધરિયો હાથ;
સુધન્વાને કારણે તમે, તેલમાં પ્રગટયા તત્કાળ રે. શા. ૫
શીબીરાજની માટી છાએ તોળાણી, ખાલી કર્યા શરીર
ધર્મ કેરે કારણે તમે, કોલવા કહેવાયા માહારાજ રે. શા. ૬
સાડાત્રણસો નાગરનાં ખોરડાં, જુનાગઢ મોઝાર;
તેમાં નથી મારે નોતરૂ, મને નાતે દીધો તીરસ્કાર રે, શા. ૭
ઝુંપડી તારા સેવકની, જમવા નથી જુવાર;
બેટા બેટી વળાવીયાં, વળી વળાવી ઘરની નાર રે. શા. ૮

---

ભજન ૨૬ ની ટીપ-હૂંડી=અરજી, સ્વીકારો=અંગીકાર કરો. પરવાહ=દરકાર. ૧. પત=ટેક. હીરણ્યકંસ્ય=કાળ, કોધ,લોભ, મોહ, મદ, મમતા. ૨. નીભાડામાંથી=સંસારમાંથી. મંજારી=મન. બાળ=શબ્દ. અને સુરતા. ૩. ખાંણીયામાં=મુખમાં. ૪. ઝેર= કડવીવાણી.

ગરથ તો ગોપીચંદનું, તુલશી હીંમનો હાર,
સાચું ઘરેણું મારે શામળો, મારી દોલત છે ઝાંઝને પખાજરે શા. ૯
હું નથી મોટો લાખોપતી, હું નથી શેઠ શાહુકાર,
નરસીહ મહેતાની વીનતી, હુંતો નાગરમાંછું કંગાલ રે. શા. ૧૦
શેઠ તો દ્વારકાપુરી, શામળશા જેનું નામ;
હુંડી લેજો હાથમાં, મોહન કરજો પછી બીજું કામ રે. શા. ૧૧
તીરથવાશી ગામમાં ફરે, પુછે નામ ને ઠામ;
ગલીએગલી ફરીવળ્યા, અહીં નથી શામળશાનું નામરે.શા. ૧૨
ધુતારે ધુતવિદ્યા કરી, અમને કહેતું હતુ બધું ગામ,
ઠગારે કરી ઠેકડી, અમારે પુર્વે જનમનાં પાપ રે. શા. ૧૩
તીર્થવાસી ગામમાં ફરી, નીકળીયા ઝાંપા બહાર;
ત્યારે રૂપ લીધું વ્હાલે વણીકનું,પોતે પ્રગટ્યા તત્કાળરે. શા. ૧૪
કાને કુંડળ ઝળહળે, એના તેજનો નહી પાર;
બાહેબાજુબંધ બેરખા, હરિને હઈયે છે હેમનો હારરે. શા. ૧૫
હુંડી લાવો હજુરમાં, શામળશા મારૂં નામ
હમેંશાં લખજો હુંડીયો,કહેજો વાણોતર સરખું કામ રે. શા. ૧૬
હુંડી જાતે આવી સ્વીકારી, વ્હાલે પુરી હઈયાની હામ;
નરસીંહ મ્હેતાનો સ્વામી શામળો, વ્હાલે નવખંડમાં
રાખ્યું છે નામ રે. શામળા ગીરધારી. ૧૭

હુંડી સમાપ્ત.

---

બેટા=શબ્દ. બેટી=સુરતા. ઘરની નાર=પરવરતી. ૯. ગોપીચંદ=પરમાત્માનું નામ તુલશી=સુરતા. ૧૨. તીરથવાશી=પાંચતત્વ. ગલીએગલી=નસેનસ. ૧૩. ઠેકડી=મશ્કરી. ૧૪. ઝાંપો=મુખ. વાણોતર=દાસ ૧૭ નવખંડ=નવદ્વારનો બંગલો

# ( ભાવાર્થ ( ૨૬ ) મો

**જીજ્ઞાસુને પ્રશ્ન**–નરસીંહમહેતાની હુંડી પ્રભુએ સ્વીકારી, તે ભગવાન રૂપીયાની હુંડી સ્વીકારતા હશે કે ? ના તે ભગવાન તો સુરતી સીકકાની હુંડી સ્વીકારી છે. ત્યારે સુરતી સીકકો તે કેવો હશે, અને તેની ટંકશાળ અને ચલણ કયાં હશે ? તેનું મને અધ્યાત્મજ્ઞાનમાં કૃપા કરીને સમજાવો, અને તેના આડતીયા કોણ હશે, કેમકે ચાંદીના શીકકા તો સંસારમાં ચાલે છે, અને તેના આડતીયા શ્રીમંત સદગ્રહસ્થો હોય છે માટે ઉપરના યોગ્ય ખુલાસો જણાવવા કૃપા કરશો. નરસીંહ મહેતાએ એક ઠેકાણે લખ્યું છે કે, મારૂં લખ્યું ગાય તે ઘણાં ગોથાં ખાય અને સમજીને ગાય તે વૈકુંઠ જાય.

**મહાત્માશ્રીને ઉત્તર**–પ્રભુના દરબારમાં કંઇ રૂપીયાની આપ લે થતી નથી. ચાર વર્ણ તથા સાધુ સંતો પૈકીથી કોઇ જણ ચાંદીનો શીકકો મુકિતના રાજયમાં લઇ જવાતો નથી. અને ચાંદીનો શીકકો કોઈ લઇને પણ આવતું નથી. ખાલી હાથે આવ્યાને ખાલી હાથે જાય છે. ત્યાં કોઈ રૂપીયાનો શીકકો પડતો નથો પણ એ તો આ જગતના વહેવારની લેવડ દેવડમાં રૂપીયાનો શીકકો ચાલે છે, અને તે રૂપીયાની હુંડી, મોટા મોટા શહેરમાં ઘણાજ આડતીયા વસેલા છે, તેમના ઉપર હુંડીનું લખાણ પત્ર થાય છે.અને જે સુરતી શીક્કાની હુંડી લખી તે સ્વીકારી તે વાત ખરો છે. પણ એનો અર્થ એ છે કે, હુંડી એટલે અરજી, અને સુરતી શીકકો એટલે નેત્ર

શીકકો એટલે સ્વરૂપ, ભગવાન શેઠ થઈને આવ્યા, ને નરસીંહ મહેતાની સુરતાને ઝાંખી આપી, ત્યારે સુરતા ખુશી થયાં. એટલે હુંડી સ્વીકરાઇ અને ચાર તીરથવાશી એટલે. ચાર વર્ણાશ્રમ, બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શુદ્ર, કાયારૂપી કાશી, અને ચાર રહેવાશી એટલે આખી દુનીયા ખુશી થઈ, કે નરસીં-યાને ભગવાનની ઝાંખી થઇ અને નરસીંહ મહેતાની સુરતી શીકકાની હુંડી સ્વીકરાઇને જન્મ મરણનો ચોરાશીનો ફેરો ટળી ગયો; આ પ્રશ્નનો આત્મજ્ઞાનનો આ ખુલાસો છે.



## સાખી

માતા તીર્થ પીતા તીર્થ–તીર્થ જેષ્ટ બંધવા,
વચને વચને ગુરૂપીતા તીર્થ–ઓર તીર્થ અભયા ગતા.
પરમાત્મા તે પુત્રજ નહી–જગત ગુરૂ છે ભાઈ,
પુત્ર થઈ જે જન્મ લે–તે પરમાત્મા નાહી.

શ્રીયાવર રામચંદ્રકી જય

---

## ભજન ૨૭ મું.

**સુરતા અરજ કરે છે, આપો દર્શન પ્રેમે હરજી--રાહ.**

હુંડી સ્વિકારજોરે, વાહાલા શેઠ બનીને વરજી.
લજજા રાખજોરે, વાહાલા સુણી પામરની આ અરજી;
શ્રાદ્ધ સરાવી મુજ તાતનું, કીધું મોટું કામ
મારા રૂપે આપ પધાર્યા, કાઢયું મોટું નામ—હુંડી૦

શામળશા પરણ્યાંવ્યો પોતે, રાખી નહી કાંઇ ન્યુન્ય,
એવી રીતે હુંડી સ્વીકારો, કરૂ તુજ નામની ધુન—હુંડી૦
સત્ય વચને શામળીયો આવ્યા, કરવા સેવકનું કામ;
વચન પાળીને હુંડી સ્વીકારો, મોટી છે તારી હામ—હુંડી૦

### ભજન ૨૮ મું.

## નરસીંહ મહેતાના ગોરની વાર્તા.

### ભગવાન નરસીંહનું રૂપ લઇ શ્રાધ્ધ કરવા ઘીની તાંબડી ભરી લાવ્યા મ્હેતીને કહે લ્યો ઘી તાંબડી રસોઇ કરો.

મ્હેતી કહે ગોરને તેડી લાવો—મહેતીના હુંકારા હુકારા સાંભળી ભગવાન ગોરને તેડવા ચાલ્યા, તે ગોરના ઘર આગળ આવ્યા, ત્યાં ગોર ભગવાનને નરસીહ રૂપે જોઇ તેના છોકરાને કહ્યું છોકરા કમાડ દઇ દે, કમાડ દઈ દે ? ગોર કહે નરસઇઓ ટીલવો આવ્યો છે, તે ઝોડ જેવો ખાલી ખોટી કરશે,

ગોરના અંતરની વાત ભગવાને જાણી લીધી, અને ગોરને કહ્યું ગોર મહારાજ પધારો ! ગોર કહે કયાં. અલ્યા નરસઈયા ટીલવા ? મહેતા કહે મારા બાપનું શ્રાધ છે માટે સરાવા ચાલો, ગોર કહે અલ્યા વણુસીધર શ્રાધ કરે છે તે તે કેવું ને તું કરે છે તે કેવું ? એક બાપને સો દીકરા હોય તો સોએ જણુ શ્રાધ કરતા હશે કે ? ને ગોર કાંઈ સો ઠેકાણે ફરતા હશે કે ? હું તો વણુસીધરને ઘેર જઇશ.

મહેતા કહે મહારાજ તમો વણુસીધરને ઘેર તો વરસો વરસ જાઓ છો, ને હું તો ઓણુજ શ્રાદ્ધ કરૂં છું, માટે પધારો તો સારૂં. ગોર કહે વણુસીધરને ઘેરથી તો બાર મહીને પાંચ પચાસની મતા મળે છે, ત્હેં કોઈ દહાડો રાતી પાઇ પણુ આપી છે ? રૂપીયા પચીસ આપવા કબુલ હોય તો તારે ત્યાં આવું.

મહેતા કહે મારા ગરીબનું પચીસનું ગજું છે ? પણુ જે મળશે તે આપીશ, ફુલ નહી ને ફુલની પાંખડી. ગોર કહે તારી પુલની પાંખડી રાખ્ય તારા ઘેર, ત્યારે વણુસીધરને ઘેર જાઉ કે દસ પંદરની મતા તો મળે ? મેહેતા કહે ગોર મહારાજ તમારે તો સરવેને સરખા ગણુવા જોઇએ. સૌ સૌના ગજા પ્રમાણે સૌ આપે. તાલેવંત યજમાન કાળે કરીને ગરીબ થયા ને ગરીબ તાલેવંત થાય માટે કાંઈ વીચાર કરો ને મારે ઘેર પધારો.

ગોર કહે એ તો જાણ્યો જા તારા ભીખારીને ઘેર નથી આવતો, મેહેતા કહે ત્યારે મારે ત્યાં શ્રાધ કોણુ સરાવશે ? ગોર કહે કોઇ રસ્તાના જનારને બોલાવી સરાવી લેજે, મેહેતા કહે હું ગમે તેને બોલાવીને સરાવું તો ખરો, પણુ તમે પાછળથી કહેશો કે હું ગોરને મેરા લગતા હે, ત્યારે ? ગોર કહે જા અલ્યા ટીલવા હું અત્યારથી તારો ગોર નહિ, ને તું મારો જજમાન નહી. મેહેતા કહે મોંઢે બોલ્યું કામમાં ના આવે, લખી આપો કાગળ ઉપર.

ગોરે છોકરા પાસે ખડીઓ કલમને કાગળ મંગાવી લખી આપ્યું કે નરસઈયો અત્યારથી મારો યજમાન નહી,

ને હું તેનો ગોર નહી એ પ્રમાણે લખી કાગળ બારીએથી ફેંકયો કે તે કાગળ ભગવાને ઉપાડી લીધો, અને કહ્યું ગોર મહારાજ જીવતો શુદ્ધીમાં છે, ને ગોરે કહ્યું ? હા શુધ્ધીમા છે. મહેતાએ કહ્યું લખ્યું તે બાપના બોલ સાથે કબુલ છે ને ? ગોર કહે હા બાપના તો શું પણ બાપના એ બાપના બોલ સાથે કબુલ છે. કાન ખજુરાનો એક પગ ભાગ્યો તો એ શું ને એક પગ આખો તો એ શું !

ભગવાન કાગળ લઈ રસ્તે પડયા, ગોરે તમાશો જોવા પોતાના છોકરાને પાછળ મોકલ્યો, અને કહયું જોને કીયો એના બાપનું શ્રાધ સરાવે છે ! પ્રભુ રસ્તામાં જાય છે, એક હળ ખેડુ સામો મળ્યો, તે નરસીંહ ભકતને જોઇ હળ નાંખી ચરણમાં પડયો, અને કહ્યું આજ સવારમાં કોઈ સારાનું મોં જોયેલુ, જેથી પ્રભુના પરમ ભકતનાં દર્શન થયાં.

મહેતાએ કહ્યું ભાઈ તમે શી જ્ઞાતિ છો ? હળ ખેડુ કહે મહારાજ બ્રાહ્મણ છું કાંઇ કામ સેવા ? મહેતા કહે મારા બાપનુ શ્રાધ છે, માટે સરાવા ચાલો, ખેડુત કહે મહારાજ હું એકે અક્ષર ભણ્યો નથી. ભગવાને કહ્યું કંઈ ફિકર નહિ હળ ખેડુ કહે ત્યારે ચાલો, કહી હળ નાખી દઇ મહેતાની સાથે ગયો. પેલા ગોરના છોકરે જોયું, અને વિચાર કર્યો આ હળ ખેડુ શું એના બાપનું શ્રાધ સરાવશે, અને તેનો દહાડો વાળશે.

ભગવાને હળ ખેડુને લઇ ઘેર આવ્યા, અને મહેતીને કહ્યું ગોરને બેસવા ઘરમાંથી પાટલો લાવો. ? ( મહેતી મન સાથે વીચાર કરે છે કે પાટલા કયારે વસાવ્યા છે તે

માગતા હશે ! ) મહેતા કહે ચાલો ઝડપ કરો, વિચાર શું કરો છો ? ઉતાવળ કરો, આજે કોઇ કામમાં ઢીલ ન રાખવી જોઇએ, ઝડપ કરો પાટલો લાવો.

મહેતી ઘરમાં જુવે છે તો સોનાનો પાટલો પડેલો દીઠો, તે લાવી ગોરને બેસવા માટે આપ્યો, ને પોતે સરાવા બેસવાની તૈયારી કરવા માંડી, ત્યાં નાગરોએ વીચાર કર્યો કે: ચાલો નરસીંહ સરાવતો હશે, તે જોવા જઈએ, ટીંખળી નાગરો ટોળે મળી નરસીંહરામને ઘેર આવ્યા.

**નાગરો**—મહેતાજી જયશ્રીકૃષ્ણ.

**મહેતાજી**—જયશ્રીકૃષ્ણ પધારો ? પધારો ?

મહેતાએ ગોરને કહ્યું મહારાજ હવે શ્રાધની ક્રિયા શરૂ કરો, ગોર કહે બાપજી મેંતો તમને પેહેલેથી જણાવ્યું છે કે હુંતો એકે અક્ષર ભણ્યો નથી. મહેતાએ કહ્યું કાંઇ ફીકર નહી, નાગરો કહે નરસઇયા ! આવું ઓડુ કયાંથી લાવ્યો શું ઓડુ ? કોઇ સાધુ ભણેલો નથી સાધુ ? કહી મશ્કરીઓ કરવા માંડી, ત્યાં ભગવાને માહારાજને કહ્યું ગોર માહારાજ "રાધાકૃષ્ણ ગોવિંદ" કહો ? ગોરે "રાધા કૃષ્ણ ગોવિંદ" કહ્યું, ને ભગવાને પોતાની ટચલી આંગળી, ગોરની જીભના ટેરવા ઉપર અડાડી કે, સરસ્વતી દેવી ગોરની જીભ ઉપર બેઠી. સરસ્વતીનો વાસ થયો ત્યાં ચારવેદ ખટ શાસ્ત્ર, અઢાર પુરાણ ખડાં થયાં અને માહારાજે શાસ્ત્રોઉચ્ચાર કરવા માંડયા. આ હળખેડુને શાસ્ત્રોઉચાર કરતો જોઇ નાગરો સૌ વીસ્મય પામ્યા.

શ્રાદ્ધ સારવાનું કામ પુરૂ થયું, અને ગોરે માહા દક્ષણા માગી તેજ વખતે, ખરા મોતીનો નવલાખ રૂપીઆનો હાર

ગોરના ગળામાં પેહેરાવ્યો. અને પેલા જુના ગોરના છોકરાને એક મોહોર દક્ષણા આપી.

ગોરના છોકરાએ વીચાર કર્યો કે, ઘેર જઇ બુઢીઆને એવાં ટીચું કે, ફરી કોઇને લખી આપે નહી, કે હુ તારો ગોર નહી, ને તું મારો યજમાન નહી, એવો વીચાર કરી શ્રાદ્ધના પીંડ મુકી પ્રભુએ, નરસઇની ઈકોતેર પેઢી તારી દીધી.મુઠીએ મુઠીએ મોહોરો દક્ષણામાં વહેંચી નાગરોને સંતોસ્યા અને નરસીંહ મેહેતાનું જનમનું મેહેણું ભાગ્યું, અને મેહેતીનો લ્હાવ પુરો કર્યો.

ધન્ય છે નરશીંહરામ, તમારી ભક્તિને, કે જે ભક્તિને વશ થઇ, ભગવાને આવી કામ કર્યાં છે, તો વાંચકવૃંદો જો એક નીષ્ટાથી, તમો ભક્તિ કરશો, તો તમારી મનો ઈચ્છા ભગવાન કેમ પુરી નહી કરે ?

ગોરના છોકરે ઘેર જઈ, ગોરને લખી આપવા સંબંધી ઘણો ઠપકો આપ્યો, અને નરસીંહરામે કરોડો રૂપૈયા ઉડાવ્યાની વાત કહી, ડોસે કહ્યું હવે શું કરવું, છોકરો કહે શું કરવું શું ? એ ભગવાનનો ભકત છે, માટે બોલ જવા નહી દે, માટે જઇને વીનવો, ગોર નરસીંહરામના ઘર તરફ આવતો હતો, ત્યાં નરસીંહ રૂપ ભગવાન મળ્યા, ગોર કહે મેહેતાજી મારી ભુલ થઈ છે, તે માફ કરો એટલે પેલુ કાગળીયુ ફાડી નાંખ્યુ, ગોર કહે મેહેતાજી દક્ષણા ? હુ તમારો ગોર કહેવાઉ, મેહેતા કહે લખીને આપ્યું હતું, ત્યાં સુધી ગોર નહોતા, ને હુ તમારો યજમાન નહોતો, તે વખતમાં શ્રાદ્ધતો થઇ ગયુ, હવે કાગળીયુ ફાડી નાંખ્યા પછી, તમે ગોર થયા

માટે પોહોર શ્રાદ્ધ કરૂતો આવજો, ગોરે કરગરી પડી કહ્યું ભગતજી એમ ના થાય, અમે તો તમારી ગાયો છીએ. (ભગવાને વિચાર્યું કે નરસઇયાને આટલા કાલાવાલા કરશે તો મને અધવચથી પાછો બોલાવસે), લ્યો ગોર માહારાજ; (દસલાખ સોના મોહોરનો કંઠો પેહેરાવ્યો),ગોર આશીર્વાદ આપતા ઘેર ગયા, અને ભગવાન વૈકુઠ જતાં રસ્તામાં બ્રહ્મા શંકર, ઈંદ્ર મળ્યા, તેમને લઇ વૈકુઠમાં ગયા



## ભાગ ૧ લો સમાપ્ત.

જય શ્રી કૃષ્ણ.



# નૌધાભક્તિ પ્રેમરસ.



## જીજ્ઞાસુનો પ્રશ્ન અને મહાત્માશ્રીનો ઉત્તર.

## ભાગ ૨ જો

### ભજન ૨૯ મું.

ધન્ય આજ ઘડી, (૨) સંત પધારી પ્રેમે પાવન કીધાં,
અતિ આનંદ અપાર, (૨) દયા કરીને અમને દરશન દીધાં

હરિજન છે હરિ સરખા હેલી,
એને મળીએ મરજાદા મેલી;
થાય અરસપરસ આનંદ હેલી—ધન્ય ૧
સંત શરણે જઈએ સુખ ઘણું,
ડગલે ડગલે ફળ યજ્ઞ તણું;
એની સેવાનાં ફળ શાં શાં ભણું ?—ધન્ય ૨
સંત વૈકુંઠપતિને અતિ પ્યારા,
સંત બ્રહ્માનંદ રસ પીનારા;
એવા સંતનથી હરિ નથી ન્યારા—ધન્ય ૩
સંત ભેટે ભવદુઃખ દુર પળે,
પરમારથપણે પરબ્રહ્મ મળે;
એનું લક્ષ ચોરાશીનું ગમન ટળે—ધન્ય ૪
કહે પ્રીતમ પુરવેનાં પુન્ય ફળ્યાં,
જેને આંગણે હરિજન આવી મળ્યા;
તેને ઉર આનંદના ઓઘ વળ્યા—ધન્ય ૫



સ્નેહસહિત શ્રીકૃષ્ણનું, કથા કીર્તન જહાં નીત્ય થાય;
કોટિ તીર્થ આવી ત્યાં વસે, જેનું ભાગ્ય હોય તે ન્હાય;
ન્હાયો તેમાં તે પવિત્ર પ્રમાણો, તે વિના સર્વને સુતકી જાણો
જીવતા શબ સરખા સહુ તેહ, ભૂતળે ભાર ધર્યો ધરી દેહ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળુ. ૭

---

## ભજન ૩૦ મું.

હાંરે ભાવે રાય રણછોડ, મારા મનમાં,
હાંરે જેને નિશ્ચે નહી તે, જાય વનમાં રે. ટેક.

મહા મુનીયોની, નજરે ન આવે,
ફરતા ફરે છે, માયા ધનમાં રે. ભાવે. ૧

મીઠા મીઠા ભાવે બોલ, ખાધા મારા વહાલે,
સવરી તે બાઇના તનમાં રે. ભાવે. ૨

શેઠ બનીને તમે, હુંડી સ્વીકારી,
દર્શન દીધા છે, નાગર જનને રે. ભાવે. ૩

બોડાણા ભગતની, બોલીએ બંધાયા,
નાશી આવ્યા છે, ડાકોર ધામમાં રે. ભાવે. ૪

છેલ છબીલો ને, રાય રંગીલો,
રાસ રમે છે, ગોપી જનમાં રે. ભાવે. ૫

રહે લક્ષ્મીદાસ, હરીના ચરણમાં,
નીંદા કરે તે, બળે તનમાં રે. ભાવે. ૬

---

## ( નીરલોભતા )

## પ્રભુ નામની પેઢી અને રામનામનો વેપાર.

### ભજન ૩૧ મું.

હાંરે મારી પેઢી હરીના નામની,
નામની નામની નામનીરે, મારી પેઢી હરીના નામની.

વૃદ્ધ મનુષ્યને જુવાની આવે,
સમજુ પુરૂષના કામની રે. મારી પેઢી. ૧

વાટે ને ઘાટે હું વેપાર કરૂં છું,
ઉઘાડી દીનને રાતની રે. મારી પેઢી. ૨

સુરતી સીકકાનાં નાંણું ધીરાય છે,
ગરાગી ગામો ગામની રે. મારી પેઢી ૩

વેરાગ વેપાર જ્ઞાન ભકિતનો,
લેવડ દેવડ પ્રેમ ભાવની રે. મારી પેઢી ૪

નહિ કંઇ સ્વાર્થ નહિ કંઈ પ્રપંચ,
સારી સીખામણુ કામની રે મારી પેઢી ૫

આવો વેપાર જે કરે તે ગૃહસ્થ,
મુકિત છે સુખના ધામની રે. મારી પેઢી ૬

શેઠ શામળશા વાસુદેવ ઉપર,
નિશાની લક્ષ્મીદાસની રે. મારી પેઢી. ૭

વીજીયા કરેછે પ્રેમ ભાવનીરે, હુડી
સ્વીકારો સુરતી સીકકાનીરે મારી પેઢી. ૮

---

# પ્રપંચ સ્વાર્થ જુઠ છોડયું. ભકિતમાં મન જોડયું.

---

## ભજન ૩૨ મું.

છોડયું છે કુટુંબ અમારૂં રે, તમારે સારૂ,
સંસાર સાગર, મહાજળ ભરીયો વા'લા,
તન ને મન થયું ન્યારૂં રે, તમારે સારૂં. છોડયું છે ટેક.
ખાવું ને પીવું અમને, હસવું ને રમવું વા'લા,
તે તો લાગે છે મને ખારૂં રે, તમારે સારૂ છોડયું છે ૧
કથા ને કીરતન અમને, સંતોની સેવા વા'લા,
તે તો લાગે છે મને પ્યારૂં રે, તમારે સારૂ. છોડયું છે. ૨
વેદ જોયાને મેં તો, કીતાબો જોયા વા'લા,
સરવે જોયું છે નીહાળી રે, તમારે સારૂં, છોડયું છે. ૩
ભેદમાં જડીયાને, નૌધાથી મલીયા વા'લા,
બાકી તો બીજા અથડાયા રે, તમારે સારૂ, છોડયું છે. ૪
**લક્ષ્મીદાસ** કહે, રણછોડના ગુણ વા'લા,
ડાકોર ધામ મારે જાવું રે, તમારે સારૂ. છોડયું છે. ૫

---

## ભજન ૩૩ મું.

રાગ–ધોળ.

હું શું જાણું, રણછોડરાય મુજમાં શું દીઠું રે,
વારે વારે, સામું ભાળે મુખ લાગે મીઠું–રે, ટેક.

જળ ભરવા, જાવું ત્યાં પુંઠે પુઠે આવે રે,
વગર બોલાવે, મારૂં તોબેડલું ચડાવે રે, હું શું જાણું ૧
વઢુંને તરછોડું તોએ રીસ ન લાવે રે,
વ્હેલો વ્હેલો, મારે ઘેર બોલાવાને આવે રે, હું શું જાણું ૨
દુર થકી, મને દેખી દોડી આવે દોટેરે,
પોતાની માળા લઈ પહેરાવે, મારી કોટે રે હું શું જાણું ૩
મને દેખી, એકલડી, મારે પાયે લાગે રે,
રંક થઇ, કાંઈ કાંઇ, મારી પાસે માગે રે, હું શું જાણું ૪
મને જાતી, જાણુતા, આગે આવી ધુંકે રે,
દયાનો પ્રીતમ મારો, કેડલો ના મુકે રે, હું શું જાણું ૫

---

# એકાદશીનું કીર્તન,

## ભજન ૩૪ મું.

ધન્ય એકાદશી, એકાદશી કરીએ તો વૈકુંઠ પામીએ.
મારે એકાદશીનું વ્રત કરવું છે, મારે ધ્યાન પ્રભુજીનું ધરવુ છે,
મારે વૈકુંઠ જઈને ઠરવું છે. ધન્ય એકાદશી ટેક,
આવી બાર માસ કરે એકાવરતિ, તેના અંતરમાં વસે આવીનાશી
નહી કરશે તે જાય હાથ ઘસી. ધન્ય એકાદશી. ૧
મારે ગંગા ઘાટે જાવું છે, મારે જુમના જળમાં ન્હાવું છે,
મારે ભગસાગર તરી જાવું છે. ધન્ય એકાદશી. ૨
જેને એકાદશીના વ્રત કીધા છે, તેના પાંચ પદારથ સીધા છે,
તેને પ્રભુએ પોતાના કરી લીધા છે. ધન્ય એકાદશી
અંબરીષે એ વ્રત કીધાં છે, દંડ દુર્વાસાને દીધા છે,
રસ કલ્યાણરાયે પીધા છે. ધન્ય એકાદશી. ૪

## ન. ૩૫ એકાદસીનો ભાવાર્થ

**જીજ્ઞાસુનો પ્રશ્ન**—દર પખવાડીએ અગીયારસ આવે છે. અગીયારસને દિવસે અપવાસ કરે છે. ને ફળ, ફળાદી, સીંગોડાં રાજગરો, ખાઈને દિવસ ગાળે છે, અગીયારસ કરે તો વૈકુંઠ જાય છે, એવું વેદ શાસ્રનું લખાણ સાંભળી, દેખાદેખી કોઇ શિવ અગીયારસ કરે છે, ને કોઇ વૈષ્ણુવ અગીયારસ કરે છે પણ પંદર દિવસે, અગીયારસ એકજ આવે છે, તે કરીને વૈકુંઠ જાય, તેવુ મારૂં મન માનતું નથી, તેમ કોઇ ગયું હોય તેનો કાંઇ પુરાવો નથી, માટે તે વિષે સત્ય ખુલાસો કરીને મારા મનની શંકાનું સમાધાન કરવા કૃપા કરશોજી.

**મહાત્માશ્રીનો ઉત્તર**- આ જગતમાં શીવ અગીયારસ,ને વૈષ્ણુવ અગીયારસ, એમ બે જુદી જુદી માને છે. તે કેવળ અજ્ઞાનતાજ છે, આમકરવાથી અરસપરસ ધર્મમાં, વિરૂદ્ધતા ઉત્પન્ન થાય છે, અગીયારસ દર પખવાડીએ એકજ આવે છે, અને એનો અર્થ કોઈક જ્ઞાની વીરઃ પુરૂષજ ભાગ્યેજ જાણે છે, માટે દુનીયા ગાડરીયા પ્રવાહ જેવી છે. તેથી કોઇને દોષ દેવા જેવું નથી, ભુખ્યા રેવાથી ને ફરાર કરવાથી ભગવાન મળતા નથી, ને મોક્ષ થતો નથી. પણ વરસના દિવસ ત્રણુસોને સાઇઠ આવે છે, તે ત્રણુસોને સાઇઠ દિવસ એકજ ધર્મ શ્રદ્ધાથી, એકવર્તિ, મનને નિશ્ચયથી, ભાવ પ્રેમે હરતાં ફરતાં ધંધો, ઘરકામ વીગેરે કરતાં, જુમનાજી જેવી પવિત્ર, વાણીથી. પ્રભુ ભાવથી ભક્તિના ગુણુ ગવાય, તેજ અપવાસને વરત નવસો નવ્વાણું નાડીયો. એક મતે ભકિતની ધુનમાં આનંદ અનુભવી રહે, ત્યારેજ સાચી એકાદશી થાય તો વૈકુંઠ

જવાય, અને પ્રભુનાં સાક્ષાત દર્શન થાય, ત્યારેજ મોક્ષ મળે, અને જન્મ મરણનો ચોરાસીનો ફેરો ટળે.

[ આ આધ્યાત્મ ખુલાસો છે ]

## ભજન ૩૬ મું.

ઉત્તમ વ્રત એકાદશી, સાહેલીરે,
આ મારે અપવાસ, જુમનાજી જઈએ જીલવા સાહેલીરે, ટેક
સરખી સૈયરો ટોરે મલી, સાહેલીરે.
હૈએ તે હરખ ન માય, જુમનાજી૦ ૧
જુમનાજીમાં જીલતા સાહેલીરે,
છુટા મુકયા કેસ. જુમનાજી૦ ૨
રંગીલી ગલીઓ રળીઆમણી, સાહેલીરે,
વૈષ્ણવની સીડા ભીડ. જુમનાજી૦ ૩
વહુ બેટીઓ હીંડે મલપતી, સાહેલીરે,
સઉકોઇને દરશન થાય. જુમનાજી૦ ૪
સાકર કેરા કરા પડયા, સાહેલીરે,
દુધડે વરસ્યા મેઘ. જુમનાજી૦ ૬
મોતી સઘળા વેરાઇ પડયા, સાહેલીરે.
હીરલો લાધ્યો હાથ. જુમનાજી૦ ૭
રમણ રેતીમાં લોટતા, સાહેલીરે,
તુટયો નવશેર હાર. જુમનાજી૦ ૮
વ્રજવાસી સામા મલ્યા, સાહેલીરે,
હરખે ઝાલીસું ખેશ. જુમનાજી૦ ૯
માધવદાસની વિનતી, સાહેલીરે.
આપો વ્રજમાં વાસ. જુમનાજી૦ ૧૦

## ભજન ૩૭ મું.

(રાગ ઉત્તમ વ્રત એકાદશી સાહેલી.) ટેક

એનો (અર્થ ખુલાસો)

જગતમાં વ્રત તો એક છે, સાહેલીરે
આ જે મારે અપવાસ, હરિના ગુણ ગાઇએ સાહેલીરે
નવસો નવ્વાણું, ગોપી ટોળે મળી, સાહેલીરે
મનડાને હરખ ન માય. હરિના ગુણ.

હરિ ભજનમાં, જીલતા, સાહેલીરે
લજ્જાઓ મેલી હવે દુર, હરિના ગુણ.

નવે દુવાર રળીઆમણા, સાહેલીરે
વૈષ્ણવ બોલે મીઠા બોલ. હરિના ગુણ.

સુરતા ને મંછા હીડે મલપતી, સાહેલીરે
ત્યારે મોટી એકાદશી થાય. હરિના ગુણ.
સાચારે શબ્દ બોલી રહ્યા, સાહેલીરે
મન વાણીના વરસે મેઘ. હરિના ગુણ.
સમજયા વિના શબ્દ, બધા એળે ગયા, સાહેલીરે
જ્ઞાને ભક્તિ આવી, મારે હાથ. હરિના ગુણ,
પવિત્ર વાણી રોજ બોલતા, સાહેલીરે
ત્યારે છુટયો પરવતીંનો સાથ. હરિના ગુણ.
વૃજના વાસી સામા મલ્યા, સાહેલીરે
થઇ હવે મનડાને લ્હેર. હરિના ગુણ.
હરતા ને ફરતાં ધંધો કરતાં, સાહેલીરે
સંસારમાં રહીને તરી જાય. હરિના ગુણ.

આવી એકાદશી જે કરે, સાહેલીરે
સમજે તો વૈકુંઠ જાય. હરિના ગુણ.
પુર્વેની પ્રીતો કરતાં, સાહેલીરે
જનમ મરણ ટળી જાય. હરિના ગુણ.
લક્ષ્મીરેદાસની વિનતી, સાહેલીરે
પ્રેમે પ્રભુ વશ થાય. હરિના ગુણ.

---

## ધંધો નોકરી કામ કરતા પ્રભુમાં ધ્યાન રાખવા વિષે

## ભજન ૩૮ મું.

જેશ્રીકૃષ્ણ કેવાની મને ટેવ પડી
ટેવ પડીરે મને ટેવ પડી—જેશ્રીકૃષ્ણ. ટેક.
મારો વાલો મળ્યાની—વધામણી ભળીરે—જેશ્રીકૃષ્ણ. ૧
હરતા ને ફરતા—ધંધોરે કરતાં,
મુખડે રણછોડરાયની—ભકિત ખરીરે—જેશ્રીકૃષ્ણ. ૨
પગે ડાકોર ચાલતા—પુનમો ભરતા,
ભાવથી જવાની—મારે ટેવ ખરીરે—જેશ્રીકૃષ્ણ. ૩
મન મારૂં મોહ્યુંરે—શામળાની સાથે
રસ્તે મલ્યાને—તે દહાડે વરીરે—જેશ્રીકૃષ્ણ. ૪
જેની રે જીભલડીમાં આવી પડશે
તે તો ભવસાગર—જાસે તરીરે—જેશ્રીકૃષ્ણ. ૫
પરવરતી મુકી ત્યારે—તકરારો ચુકી
મીત્રાચારી તો હવે—સૌથી કરીરે—જેશ્રીકૃષ્ણ. ૬
મન એક મળસે—વીઠલ વરસે
લક્ષ્મીદાસના સ્વામીની—પ્રીતી જડીરે—જેશ્રીકૃષ્ણ. ૭

---

# કામધેનગાય (મીરાંબાઇની વહારે) શ્રીકૃષ્ણ.



પાનું ૪૩ ભજન ૩૯.

શબ્દ ચરણામૃત વચનનું પુંછડું,
ઝાલે તે ઝીનારે જાવે, ગાયો ચારીને ઘેર આવે.

## ભક્તોએ ભગવાનને ગાયો અને ગાયો તેની વારે ગોવાળીયો થઇ આવ્યો.

### ભજન ૩૯ મું.

ગાયો ચારીને ઘેર આવે—વ્હાલોજી મારો
ગાયો ચારીને ઘેર આવે રે. ટેક.
શબ્દ ચરણામૃત-વચનનું પુછડું
ઝાલે તો કીનારે જાવે—વાલોજી મારો ૧
હાથે લાકડીઓને ખભે કામળીઓ,
મધુરી મોરલી બજાવે. વ્હાલોજી મારો. ૨
ગુંજા ફુલ હાર-મનોહર માળા,
મોર મુગટ શીર શોભે. વ્હાલોજી મારો. ૩
શ્યામ તણીરેસુંદરતા જોઇ જોઇ,
બ્રિજનારીનાં મન મોહે. વ્હાલોજી મારો. ૪
કુમ કુમ કેરાં—છાંટણાં છંટાવું,
મોતીડે ચોક પુરાવું, વ્હાલોજી મારો ૫
નરસીંહ મહેતાનો રે-સ્વામી શામળીઓ,
શેરીએ તો ફુલડાં વેરાવું. વ્હાલોજી મારો, ૬

---

## ગૌરક્ષણનો ખુલાસો નં. ૪૦

**જીજ્ઞાસુનો પ્રશ્ન ૧**—હે સત્ય વકતા મહાત્માજી આ જગતમાં લોકો કહે છે, અને વેદશાસ્ત્રોમાં પણ એવું લખાણ છે કે, ગાયોનું ચરણામૃત લે તે પવિત્ર થાય છે અને પુંછડુ પકડે તે વૈકુંઠ જાય છે, આ પ્રમાણે મને સૌ કોઇ સમજાવે

છે. પરંતુ એ પ્રશ્નમાં મને બહુ શંકા થાય છે કેમકે આવા પશુયોની વૈકુંઠ પદમી પામી શકતીજ નથી. તેથી મારૂં મન માનતું નથી. તો હે સત્ય વક્તા મહાત્મા શ્રી, આ પ્રશ્નનો સત્ય અને આત્મજ્ઞાનનો ખુલાસો શું હશે. તે કૃપા કરીને મને સમજાવી. મારા મનની શંકાનું સમાધાન કરવા કૃપા કરશો ?

**મહાત્મા શ્રીનો ઉત્તર** ૧—ભાઈ તેં મને આ પ્રશ્ન પૂછયો તેથી મને ઘણો આનંદ થયો છે. કારણ કે તે લોક હિતનો છે માટે—પશુયોનીમાં ગાય માતા પવિત્ર અને શ્રેષ્ટ ગણાય છે. કારણકે આખા જગતને દુધ દહીં ઘી તથા ખેતી માટે બળદ વીગેરે, તેના વડેજ આપણને મલી શકે છે ને તેનાથી ખેડુત લોકો અનાજ વીગેરે પકવે છે, ને તે અનાજથી આખા જગતનું પોષણ થાય છે. ને તે આ જગતની ગાય કહેવાય છે, માટે જો પરમાત્માએ સારા પઈસા આપ્યા હોય તો, તેનો સદ ઉપયોગ કરવાનો આ રસ્તો છે. કે ગાયો કસાઇના હાથમાં જતી બચાવી, તેનું રક્ષણ કરવું, ને તેને પાળવી, જીવ બચાવવો, ગાયનુ ચરણામત લેવાથી પવીત્ર થવાતુ નથી, પુછડુ ઝાલવાથી વૈકુંઠે જવાતું નથી, વેદશાસ્ત્રમાં રૂષિમુનીઓના લખાણ છે તે સત્ય છે. પરંતુ સ્વાર્થી અને અજ્ઞાન અંધકારને અજાણ્યા લોકોએ આપણને અવળે રસ્તે દોર્યા છે, માટે તેનો આત્મજ્ઞાનનો ખુલાસો નીચે મુજબ છે.

ભાઈ પરમાત્માની કામધેનું ગાય તો બે પગવાળી હોય છે, તે કાંઇ ઘાસ ચારો ખાતી નથી, પણ રાંધેલું અનાજ

ખાય છે. ને પ્રેમભાવે પરમાત્માના ગુણલા ગાય છે. ને બે પગે ડાકોરથી દ્વારકા જાય છે. ને તે ગાયની વારે રણછોડરાય દ્વારકાથી ડાકોર આવ્યા છે, માટે ભકિત રૂપી ગાય તો ભગવાનની કામધેનું કહેવાય છે, તેવી ગાય તો સવરીબાઈ, મીરાંબાઈ; બોડાણો ભગત, તુલસીદાસ નરસીંહ મહેતા, વીગેરે ઘણી ભકિત રૂપી ગાયો થઈ, એવી ગાયો ભગવાને આવીને ચારી એટલે ખાવાનું આપ્યુ, ને તેની સાહ્ય કરી, તો ભકિત રૂપી ગાય, શબ્દ ચરણામૃત, કાનેથી ગ્રહણ કરવાથી, જીજ્ઞાસુ મનુષ્યનું અંતર મન પવિત્ર થાય છે. અને ભકિત રૂપી ગાય જે રસ્તે જતી હોય, તેનું પૂછડું એટલે કેડાં પકડીને તેની પાછળ પાછળ, જીજ્ઞાસુ સંસારી મનુષ્ય જાય તો, તે જરૂર વઈકુંઠ જાય, ને મોંક્ષપદને પામે છે, માટે એવી ભગવાનની કામધેનુ ગાય, કાંઈ બધે પ્રગટ થતી નથી. પરંતુ તે તો કોઇ જવલ્લેજ પાકે છે,

ઉત્તર ૨ " માયા ત્યાગે તો આગે ને માગે તો ભાગે એ કહેવત ખરી છે. ભગવાનની ભકિત કામધેનુ ગાયને કદાપી ધન માયા આપો. તો પણ તે કદાપી ગ્રહણ કરતી નથી, તે તો દાસા ભાવે છે, તેણે કૃષ્ણ પરમાત્માને ગુરૂ માનીને બેઠી છે, કે મને તો અમર ગુરૂની પ્રાપ્તિ થઈ છે. જેને શામળશા શેઠ જેવો, ધનવાન શેઠ મળે તેને આ જગતના ધન માલ રૂપીયાની શી જરૂર છે; અને જે પરમાત્માની ભકિત રૂપ ધારણ કરી, ઉપરથી તીલક, માળા, છાપો, લગાવીને હંશ રૂપ બની જન સમાજને ઠગી તેની પાસેથી ધન માલ લેવા અને તેના વ્યાજ ખાવા, એવા સ્વાર્થનાં કામ કરે છે,

તે ઉપરથી હંશ સ્વરૂપ જેવા દેખાય છે, પણ ભીત્તર બગ સમાન હોય છે. તે પોતે તરતાએ નથી. ને બીજાને તારી શકતા પણ નથી, એવા જગતમા છપ્પન લાખ છે, માટે બ્હેનો અને મિત્રો સાચા ઝવેરી બનો, ને હિરાની પરીક્ષા કરો સાચા હિરા જેવા સંત ભકત તો કોઈ વિરલાજ હોય છે. તે અનુભવથી ઓળખાય છે, તેવાની ચરણ સેવા સમાગમ કરવાથી મુકતી પદને પામે છે.

( સૌને જશ્રી કૃષ્ણ )

## સાખી.

સાધુ ભુખ્યા ભાવના, ધનના ભુખ્યા નહી
ધનના ભુખ્યા જો ફીરે, એતો સાધુ નાહી

# ગાયનું પુછડું ઝાલે વઈકુંઠ જાય.

---

તે વીશે ખુલાસો.

## ભજન ૪૧ મું.

તારી ભજન ભલી તલવાર— રણછોડરાયા રે
ભકિત કરે તે જાણે સાર— રણછોડરાયા રે
કયાંથી જીવ આવ્યો, ને કયાંરે જવાનો
એનું ઠામ ઠેકાણું શોધી કહાડ— રણછોડરાયા રે
મન વારોને, જ્ઞાન મીઠી બોલીમાં
જીવ ઓળખે તો મુકિત થાય— રણછોડરાયા રે
હરી દુવાર જુઓ, મુખડામાં મોરલી
વાગે શબ્દ તણો રણકાર— રણછોડરાયા રે

હાથે લાકડીયોને, ખભે કામળીયો
એ ગાયોનો ચારનાર રણુછોડરાયા રે
વચન રૂપી મન, પુછડું ઝાલે તો
તે હરીજન પહોંચે પેલીપાર— રણુછોડરાયા રે
નીશ્ચે હરીની ગાયો, નવશો નવાણું
**લક્ષ્મીદાસના**, સ્વામી વહારે ધાય— રણુછોડરાયા રે

# લક્ષ્મી પુજનનો ખુલાસો

## ભજન ૪૨ મું.

( સુંદર શામળીયા નામ જપીશ નિત્ય તારૂં—એ રાગ )

હાંરે જુવો રણુછોડરાય–ભક્તોની વારે ધાઈ
હાંરે સૌ પ્રેમ કરી–પુજોને સરવે ભાઇ
લક્ષ્મી પુજન, ધન તેરસે થાઇ
સાત સાંધે ત્યારે, તેર તુટી જાઇ
ગાયનું દુધ લાવી, રૂપીયા ધોવાઇ
સોનું રૂપુ સૌ, પુજવાને જાઈ
સમજ્યા વિના અથડાઈરે—જુવો,
સોનું રૂપુ તો નહિ લક્ષ્મી કહેવાઈ
સ્વાર્થી લોકો એ; ખોટી પુજા કરાવી;
માટીની પેદાશ, છેવટ માટીમાં જાઈ
પ્રભુની ભકિત, સાચી લક્ષ્મી કહેવાઈ
રામ નામ ધન પુજાઇરે—જુવો



## સાખી.

અવીચળ ભકિત પ્રભુતણી, તે સાચી લક્ષ્મી જાણવી
મહેતા કહે બંધન છુટતાં, શીવ વૈષ્ણુવ એક પદવી માણવી

## ભાવાર્થ ૪૩.

**ભાવાર્થ**—ચાર વરણુમાં ધનતેરસને દિવસે ચાંદીનો સિકકો સોનું, રૂપુ ગાયના દુધથી ધોઇને આખી દુનિયાં પુજન કરે છે, જે લશ્કરના આગેવાન, અજાણુરૂપી આંધળા જ છે. તેથી લક્ષ્મી તો સોનું, ચાંદી, ને રૂપીયાનેજ ગણીને પુજન કરે છે, કેટલું બધું અજ્ઞાન અંધકાર છે, જ્ઞાન અને ભકિત વિના અજવાળુ કયાથી થાય.

માટે વેદ શાસ્ત્રમાં લખ્યું છે તે બરાબર છે, ધનતેરસે લક્ષ્મીપુજન કરવાનું લખ્યું છે, રૂપઇયા સોનું ચાંદી પણ કંઇ પુજાવાનું લખ્યું નથી, લક્ષ્મી તો દેવીરૂપ ભગવાનની ધર્મ પત્નિ છે. તો લક્ષ્મી પુજન કરી લક્ષ્મીને મનાવીએ તો, ભગવાન જરૂર આપણા વશ થાય છે. તો ભગવાનની સાચી ભકિત છે, તે લક્ષ્મી રૂપે છે, માટે પ્રભુની પુજા ભાવે કરો, ને ભવસાગર તરો, ને દીલમાં જ્ઞાનરૂપી દીવો પ્રગટ કરો. તો કાળી ચઉદશ થાય, ને દિવાળી પુર્ણ થાય, બાકી બીજું બધું કરવું હોળી જેવું છે, સોનું, ચાંદી ને રાજયના સીકકા પુજવાથી શું થાય, તે તો દુનિયામાં વહેવારીક લેવડ દેવડમાં સિકકાનું ચલણુ છે. તે કાંઈ પ્રભુના રાજયમાં ચાલતું નથી. ત્યાંતો રામ નામનોજ સીકકો ચાલે છે. માટે સોનું, ચાંદીનું પુજન કરવું તે તો

અન્ન દેવ જન્મ્યા છે તેને માણસો ઉઠાડીને ઘેર લઇ જાય છે | ખેડુતઅન્ન દેવને પાતાળમાં પોઢાડે છે.



પાનું ૪૯. ભજન ચુંવાળીસમું.

અસાડી એકાદસી દેવ પાતાળ પોઢી જાય ખેડુત લોકો ઓરી આવે ને બળી રાજા લઇ જાય છે.

મીથ્યાજ છે, માટે મનને સત્ય ઘરમાં વાળો, અને પ્રેમ ભક્તિ ભાવ કરી, જ્ઞાન મોક્ષ મેળવી સંસારમાં રહી તરો. અને તો અભીયાગતને ભોજન આપો, તમારે બાવા થવાની જરૂર નથી, સંસારમાં ભાવ ભક્તિ કરીને ઘણા તર્યા છે, ને ભક્તિ કરશે તે તરશે.



## ચાતુર માસમાં સર્વે દેવ અશાડી એકાદશીએ પાતાળમાં પોઢયા અને શ્રાવણમાં જનમ્યા અને કારતક શુદી એકાદશીએ દેવ ઉઠયા તેનો ભાવાર્થ.

---

### ભજન ૪૪ મું.

દેવ લીલા થાય રે, દેવલીલા થાય;
ચોમાસાના ચાર માસ દેવલીલા થાય. ટેક.
પ્રથમે તો જેઠ પુનમ, જલ જાત્રા થાય;
જળનો અર્થ વરસાદ આવે, જમીન લીલો થાય. ચોમાસાના.
અસાડ સુદી બીજે, દેવ, રથે બેસી જાય;
રથ એટલે ગાડાં જોડાય, અન્નદેવ ખેતર જાય. ચોમાસાન.
અસાડી એકાદશી, દેવ પાતાળ પોઢી જાય,
ખેડુત લોકો ઓરી આવે, બળીરાજા લઇ જાય. ચોમાસાના.
શ્રાવણ માસે જન્મ થાય, નવા દેવ દેખાય;
મકઇ ભુટ્ટાં પહેલાં આવે લોકો સેકી ખાય. ચોમાસાના.
માણેકઠારી પુનમે પ્રભુને, પુવાતો ધરાય;
ચોખા દેવનાં દર્શન થાય, મન ઠરી જાય. ચોમાસાના.

કારતક સુદી એકમે તો, અન્નકોટ થાય,
સર્વ અન્નદેવ પ્રેમ ભાવે, પ્રભુને ધરાય. ચોમાસાના.
કારતક શુદી ભાઈલા બીજે, મથુરામાં જાય,
સ્નાનનો અર્થ પ્રભુ સમરો, ભય ટળી જાય. ચોમાસાના.
કારતક શુદી અગીયારસે દેવ લગ્ન થાય,
સુરતા તુળશી અન્નદેવને, ઘેર લઈને જાય. ચોમાસાના.
ભાગવતમાં જુવો દેવ, પાતાળ પોઢી જાય,
પહેલા પોઢે પછી જન્મે, ત્યારે ઉભા થાય. ચોમાસાના.
રામ ને સીતા ખાંણીએ ખાંડી, ઘંટીએ દળવા જાય;
અન્નદેવ વિના ઘડી ના ચાલે, જીવ ભુખે મરી જાય, ચોમાસાના
અન્નદેવ લીલા વરશો વરસ, ચાતુર માસમાં થાય,
ખાવે ભાવે ભકિત કરે, પ્રભુ પ્રગટ થાય. ચોમાસાના
બાળલીલામાં લગની લાગી, દુનિયાં ગોથાં ખાય,
વેદ ભણ્યા પણ પ્રભુ ના જોયા, સૌ સ્વાર્થમાં ધાય. ચોમાસાના
વેદનો તો ભેદ જાણી, લક્ષ્મીદાસ. ગાય;
પગે ચાલતા રણછોડરાયને દ્વારકાં મલવા જાય. ચોમાસાના

---

## જન્માષ્ટમીનું કીર્તન.

### ભજન ૪૫ મું.

આજ સખીરે હું તો. આનંદ પામી,
પ્રગટયા શ્રી અંતરજામી રે, ચાલો જોવાને જઈએ,
ચીરને ચંદરવાને, હીરની રે દોરી
એ સુખ પામે રાધા ગોરીરે ચાલો જોવાને. ૧

સોનાનું પારણું ને, રેશમની દોરી,
ઝુલાવે જશોદા ગોરી રે. ચાલો જોવાને. ૨
ફુલની રે વાડીને, ફુલની રે ક્યારી.
ઝુલી ફરે છે વ્રજનારી રે. ચાલો જોવાને. ૩
અબીલ ગુલાલ ઉડાડે છે ગોપી,
કંઠડામાં ફુલ, માળા રોપી રે. ચાલો જોવાને. ૪
મોર મુગટ શીર છત્ર બીરાજે,
કાનુડો મોરલી બજાવે રે. ચાલો જોવાને. ૫
નરસઈમ્હેતાનોરે સ્વામી શામળીઓ,
ઠાકોરમાં છેલ છબીલો રે. ચાલો જોવાને. ૬

સાખી

અસાડે અન્ન દેવને; પાતાળમાં ખેડુતો પોઢાડતા;
અને શ્રાવણે અન્ય દેવના, જન્મ તથા દર્શન થાય;
કારતકે અન્ન દેવ ઉઠી, ઘેર આવતા
શિયાળો ઉનાળો, બાળ બચ્ચાં સઉ ખાય.
અન્નદેવ મોટા જગતમાં. ચોમાસામાં જળથી પેંદા થાય
અન્ન ખાઈને સર્વે જીવ જીવતાં, એમા હરિ વિના ગોથાસો ખાય
લુટાયા જગમાં ઘણા, સમજી હરી ગુણ ગાય;
બીરાંતે લાખો ભગત, રણછોડરાયને ચહાય.

ભજન ૪૬ મું.

(શ્રાવણ માસ કૃષ્ણ પક્ષ જન્માષ્ટમી વીસે અર્થ ખુલાસો)
સોનાના મોરરે, સોનાના મોર, પ્રેમને પારણે સોનાના મોર,
લહુકા મારે છે મારો, મનમોરે મોર. ટેક.
પ્રેમનું પારણું ને, વચનની દોરી,
સાનના પીઠીએ નંદકીશોર. પ્રેમને પારણે સોનાનાં મોર

શ્રાવણે સમજો તો, કૃષ્ણ પક્ષમાં,
આઠમના બાર વાગે નોમનેરે જોડ. પ્રેમને.
પુલના હારને, ફુલનારે ગજરા,
બાંહે બાજુ બંધ બેરખાંની જોડ. પ્રેમને.
મોર મુગટ ઓર, પીતાંબર સોહે,
વાગે છે મુખ. મોરલી ઘમઘોર. પ્રેમને.
નંદકીશોરને, પ્રીતે ઝુલાવીએ,
એમે ચખાડીએ મીઠડારે બોલ. પ્રેમને.
મન મંદીરમાં ને, ચીત ચરણુમાં,
ઝુલે છે મારો નંદકીશોર. પ્રેમને.
ચટેલ ભુવનમાંને, પ્રેમ મંદીરમાં,
પ્રગટ થઇને એ તો, બોલે છે બોલ. પ્રેમને.
લક્ષ્માંરેદાસ ગાય, પ્રીત કરીને,
નવસો નવ્વાણું ગોપી, કરે છે શોર. પ્રેમને.

---

## જનમાષ્ટમીનો ભાવાર્થ નં. ૪૭

જીજ્ઞાસુનો પ્રશ્ન ૧ જન્માષ્ટમી દર વર્ષે ચાતુર માસમાં શ્રાવણ વદ આઠમની આવે છે. અને નોમના દિવસે બાળલીલા થાય છે, અને લાલજીને દર વર્ષે પારણામાં ઝુલાવે છે, તેવી બાળલીલા વર્ષો વરસ થાય છે, અને વેદ-શાસ્ત્ર ભાગવતમાં લખાણ એવું છે, કે જેઠ સુદ પુનમના દિવસે જલ જાત્રા થાય છે, અને અસાડ સુદ બીજના દિવસે રથ જાત્રા થાય છે, અને અસાડ સુદ અગીઆરસને દિવસે દેવ પાતાળમાં પોઢી જાય છે. અને પોઢયા પછી

બળીરાજા દેવને પાતાળમાં લઇ જાય છે. ત્યાર બાદ શ્રાવણ માસમાં કૃષ્ણ પક્ષમાં જન્મ થાય છે, અને કારતક સુદ એકાદશીને દિવસે દેવ ઉઠે છે, અને તે દિવસે લાલજી મહારાજની સાથે તુલશીનાં લગ્ન થાય છે. આ પ્રશ્ન વિષે મને બહુજ સંશય થાય છે, દેવ પાતાળમાં પોઢે છે, બળીરાજા તેને લઇ જાય છે, અને પછી જન્મે છે અને ઉઠે છે, એ બધુ ચાતુર માસમાંજ થાય છે, તો બળીરાજા જે દેવને પાતાળમાં લઈ જાય છે, તે દેવ કેવા હશે ? શું દેવ પોઢતા હશે ? શું દેવ જન્મતા હશે ? શું દેવ ઉઠતા હશે ? એવી લીલા વર્ષો વરસ ચાતુર માસમાં થાય છે, અને તેનો ખુલાસો શું હશે ? તે મને કૃપા કરીને જણાવશો અને મારા મનનો સંશય ટાળવા કૃપા કરશોજી. અમે ફકત બાળલીલા જે પારણામાં ઝુલે છે, તે જોઇએ છીએ. પણ ભાગવતમાં લખેલુ છે કે, પાતાળમાં દેવ પોઢે છે, અને બળીરાજા તેમને પાતાળમાં લઇ જાય છે, તેનો સંપુર્ણ ખુલાસો જાણવા અને જોવા મારી ઇચ્છા છે. તો આપ કૃપા કરીને જણાવશોજી.

**ભકત મહાત્માશ્રીનો ઉતર** ૨ કૃષ્ણ ભગવાનનો જન્મ કાંઈ દર વર્ષે થતો જ નથી. પણ દર વર્ષે શ્રાવણ માસમાં બાળલીલા થાય છે. બાળલીલા એટલે અજ્ઞાની અજાણ્યા મનુષ્યને, ભકિત ભાવ સેવા અને પગથીઉ છે. પણ દેવના પુજારીઓ મૂર્તિના બાને, લોકોને સમજાવી પોતાનો સ્વાર્થ સાધે છે, અને જનસમાજનું ધન હરણ કરે છે. મૂર્તિ કાંઈ પૈસા માંગતી નથી, એતો દર્શન ભાવ સેવા છે વળી જલ જાત્રાના દિવસે કુવાનું કે નદીનું જળ લાવી, લાલજીને નવડાવે છે. અને રથ જાત્રાયે લાકડાના ઘોડા રથ વિગે-

રથમાં લાલજીને બેસાડે છે. અને રથ ફેરવીને લાવે છે. અને પાછા લાલજી મંદિરમાં દાખલ થાય છે. ) શ્રાવણ માસમાં જન્માષ્ટમીને દિવસે એજ લાલજીને સોનાનાં કે લાકડાનાં પારણામાં ઝુલાવે છે નીતી ધર્મ એજ આ બાળલીલા છે.

આધ્યાત્મિક ખુલાસો. ૩ ભાગવતમાં ચાતુર માસમાં પોઢયા જનમ્યા અને ઉઠયા એવું લખાણ છે, તે ખરૂં જ છે. એનો ખુલાસો આધ્યાત્મિક જ્ઞાનમાં એ છે કે જેઠ સુદ પુનમને દિવસે જલ જાત્રા એટલે વરસાદની શરૂઆત થાય છે, અને વરસાદ જમીનમાં પડે છે, એટલે પાતાળ એક રસ થઈ જાય છે, એટલે ખેડુત લોકો હળ લઈને ધરતી દેવીને સાફ કરે છે. અને અસાડ સુદ બીજને દિવસે રથ જાત્રા થાય છે. તે વખતે સર્વે દેવ રથમાં બેસી જાય છે. રથ એટલે બળદીઆનાં ગાડાં દેવ એટલે તુવેર બાજરી કુલથી વિગેરે અન્નદેવ વન વાસમાં એટલે જંગલમાં દેવને રથમાં બેસાડીને ખેડુત લઈ જાય છે. પછી અસાડ સુદ એકાદશી સુધીમાં તમામ દેવને પાતાળમાં એટલે જમીનમાં પોઢાળી દે છે. એટલે ખેડુત લોકો વાવેતર કરી દે છે. અને પાંચ દશ દિવસમાં તે પોઢાડેલા દેવોને બળીરાજા લઈ જાય છે એટલે વાવેતર કરેલા અન્નદેવનો એક પણ દાણો પાછો મળી શકતો નથી. કારણ કે બળીરાજા લઇ જાય તો કયાંથી મળે. પછી જે દેવો જમીનમાં પોઢયા હતા અને જેને બળીરાજા લઈ ગયા હતા, તે દેવો ઉગીને બહાર આવે છે. શ્રાવણ માસમાં નવા દેવનો જન્મ થાય છે, બાજરી મકાઇ ભુટ્ટા શીંગો તથા ડાંગેરની કંટીઓ વગેરે સર્વે અન્ન દેવોને મનુષ્ય પ્રત્યક્ષ જુવે છે, એટલે દેવનો જન્મ થયો.

ત્યાર બાદ શરદ રૂતુમાં માણેકઠારી પુનમ આવે છે માણેકઠારી એટલે મન ઠરી જાય છે, અને શાંતિ થાય છે કારણ કે નવી ડાંગર પાકી અને હવે ઉનાળો શીયાળો બાળ બચ્ચા ચોખા ખાશે પીશે અને આનંદ કરશે તે વિષે મન ઠરી જાય છે, અને નિશ્ચય થાય છે, કે સુકાળ થયો અને દેવ પ્રસન્ન થયા, અને કૃષ્ણ ભગવાનને નવા પૌંવા ખુબ આનંદ થી ધરાવે છે, પછી કારતક માસમાં સપરમાં દિવસે એટલે કારતક સુદ એકમને દિવસે અન્કુટ થાય છે, અને સર્વે અન્ન દેવોના અનેક જાતના પ્રસાદ કરી છપ્પન ભોગ કૃષ્ણ પરમા ત્માને ધરાવે છે. ત્યારબાદ કારતક સુદ અગીઆરસને દિવસે સર્વે દેવો ઉઠે છે, એટલે ખેતરમાંથી મશળીને ખેડુત લોકો ઘેર લાવે છે, એટલે સુરતા કન્યા અન્ન દેવોને ઘેર ઉઠીને આવતાં જોઈ, બહુજ ખુશી થાય છે, ત્યારબાદ વહેપારી લોકો ખેડુતોને ઘેરથી, દેવોને લઇ જાય છે ત્યાર પછી વહેપારી લોકો વહેપાર ધંધો કરે છે, આખા જગતમાં અનદેવ ને વેચે છે, સંસારી લોકો લઈ જાય છે, અને તેનો રાજભોગ સુખડી ભોગ બનાવીને ધરાવે છે, ત્યારે આખી દુની- યામાં ખાવા પીવાનો વહેવાર ચાલે છે, અને રાજભોગ તથા સુખડી ભોગ નિત્ય નિયમ થાય છે, ઉનાળો શીયાળો સર્વે લોકો ખાઇ પી આનંદ કરે છે, અને પાછો ચાતુર માસ આવે છે કે તરતજ, અન્ન દેવો પાછા પાતાળમાં પોઢી જાય છે આવી લીલા બારે માસ અન્ન દેવોની થાય છે, પહેલા પોઢે છે, તોજ જન્મે છે જન્મે છે, તોજ ઉઠે છે, અને ઘેર આવે છે આજ દેવલીલાનો આધ્યાત્મીક ખુલાસો ચાતુરમાસમાં જ થાય છે. અને અજ્ઞાની ભેદ વીના અથડાય છે.

૪ વળી જ્યારે કૃષ્ણુ પરમાત્માની પ્રેમ લક્ષણા ભકિત પુર્ણ થાય, ત્યારે પ્રભુ ભકતોના કાર્ય સિદ્ધ કરવા અને દર્શન આપવા, અને સુરતા બાઇને સંતોષવા અનન્ત રૂપે ભકતોને દર્શન દેવા પ્રગટ થાય છે, આખી દુનિયા શુકલ પક્ષમાં છે, શુકલ પક્ષ એટલે, સર્વે જન મોહ માયા અને સ્વાર્થ મતમાં છે, અને કૃષ્ણુ પરમાત્મા શ્રાવણુ માસમાં કૃષ્ણુ પક્ષમાં આઠમનાં બાર વાગે જન્મે છે, કૃષ્ણુ પક્ષ એટલે કૃષ્ણુ પરમાત્માના મતમાં ભકિતજ જાય છે, અને આઠમ એટલે આઠ દ્વારમાં, રહેલા આશા તૃષ્ણા મોહ મમતા લોભ લાલચ કાળ ક્રોધ વગેરે, શતરૂઓ નાશ પામે છે, ત્યારે મુખ દ્વાર નવમો પવિત્ર થાય છે, ત્યારે શબ્દમાં પરમાત્માના નામની લેહ લાગે છે, ત્યારે ભગવાન અંતરજામી પ્રગટ થાય છે, નોમ નહિ પણુ નામ, અને નામ નવમાં દ્વારમાંજ ગવાય છે, તો આ અવતારમાંજ ભકિત ભાવેજ ભગવાન વશ થાય છે. બાકીનું જે જે કરે છે, તે નિષ્ફળ જાય છે. અને જ્ઞાન સમજ્યા વીના મન્યુસ્ય જીવ એળે જાય છે.

---

કાચબો અને કાચબી હતા હરોના દાસ
દરસન કરવા બહારણે આવ્યા આપીને વીસવાસ

## ભાવાર્થ નં. ૪૮

જીજ્ઞાસુનો પ્રશ્ન–ભોજા ભગતે કાચબો અને કાચબીનુ ભજન લખ્યું છે, જગતમાં દરેક મનુષ્ય વાંચે છે ગાય છે અને તેનો અર્થ એવો કરે છે કે, પાણીમા કાચબો અને કાચબી રહેતાં હતાં, તેમને પારધીએ પકડી લીધાંઃ પછી એને કઢામાં નાંખ્યાં, ચારે બાજુથી બળતુ સળગાયું ત્યારે

કાચબીએ ચિન્તા કરવા માંડી, ત્યારે કાચબાએ કહ્યું કે મારી પીઠ પર બેસ, મારો ભગવાન બચાવશે. એટલે ભગવાને કૃપા કરીને વરસાદ મોકલ્યો, અને વરસાદને લીધે આગ ઓલાઈ ગઇ, અને કાચબો તથા કાચબી ચાલ્યાં ગયાં, અને બચી ગયાં તે વિષે મારા મનમાં બહુજ શંકાનાં મોઝા આવવા લાગ્યાં કે ભોજા ભગતે જોયા વગર આ બધું લખ્યું હશે, તો આમાં મને ઘણો ભેદ દેખાય છે. તેથી તેનો ખુલાસો કરવા કૃપા કરશોજી.

**નીરક્ષીરભીનો** ઉત્તર-ભોજા ભગતનું લખાણ બરાબર છે પણ દુનીયાં ગાડરીયા પ્રવાહની માફક સમજ્યા વગર અવળે રસ્તે ચાલી જાય છે. એ કાંઇ પાણીમાં રહેનાર કાચબો અને કાચબી ભજન કરતા નથી. પણ આ દીલ દરીયા એટલે માતાના ગર્ભવાસમાં જીવ આત્મા કાચબો અને કાયા સુરતા કાચબી, એ બે ગર્ભમાં નવ માસ સુધી રહયાં હતાં, એ કાચબો અને કાચબી બન્ને જણાં વચન આપી બહાર આવ્યાં કે, અમો તમારી ભકિત કરીશું. અને તમારા વચનને પાળીસું, અને જગતમાં આવ્યા પછી સ્વાર્થ રૂપી પારધીએ પકડીને માર્યા છે, તે છુટવા પામતાં નથી. તેમ આ સંસાર રૂપી કઢા છે, અને ચિંતા રૂપી આગ ચારે તરફથી ચેતી રહી છે. એ આગ કયારે ઓલવાય કે જયારે ભોજા ભગતની ઉપર ભગવાને કરૂણા કરી ત્યારે પવિત્ર વાણી રૂપે વરસાદ વરસાવ્યો, ત્યારે આ ભવજળ તરી ગયાંને, પુન્હ જન્મવું ને મરવું રહ્યું નહિ એનો આધ્યાત્મિક અર્થ આ છે.

---

## ભજન ૪૯ મું.

( ઓ કાળીયા તારો મલક મારે જોવો છે.) એ રાગ.)

રણુછોડરાય તારો મલક મેં જોયો છે,
રણુછોડરાય કુટુંબ છોડીને જ્યારે ગયો, રણુછોડરાય તારો० ટેક
રણુછોડરાય પ્રગટ થયા પુર્વ તાંહી રે;
રણુછોડરાય ગોમતી દરિયાની માંહી, રણુછોડરાય તારો० ૧
રણુછોડરાય ઉભા હતા પેલા તમે ત્યાંહી રે,
રણુછોડરાય ગોમતી દ્વારકાની માંહી, રણુછોડરાય તારો० ૨
રણુછોડરાય ડુબકી મારે તો ભાન થાઇ છે,
રણુછોડરાય સોનાની દારકાં દેખાઈ, રણુછોડરાય તારો० ૩
રણુછોડરાય ગોમતી નાવાને સૌ જાઇ છે,
રણુછોડરાય સંતો પવિત્ર બહુ થાય, રણુછોડરાય તારો० ૪
રણુછોડરાય શંખ ચક્રને ગદા પાઈ રે,
રણુછોડરાય પ્રેમની છાપો લેવાઇ, રણુછોડરાય તારો० ૫
રણુછોડરાય જાત્રાએ સૌ લોક જાઇ છે,
રણુછોડરાય ગોપીયો ત્યાં નાચેને ગાય. રણુછોડરાય તારો० ૬
રણુછોડરાય નૌધા ભકિતને વશ થાઈ છે,
રણુછોડરાય આત્મ જ્ઞાને ઓળખાય. રણુછોડરાય તારો० ૭
રણુછોડરાય વસ્યા છે નવ ખંડ માંહી રે,
રણુછોડરાય ડાકોર દ્વારકાં કેવાઈ. રણુછોડરાય તારો० ૮
રણુછોડરાય લાખો ભકત તને ચાહીઈ છે,
રણુછોડરાય જગત બંધીમાં જણાય. રણુછોડરાય તારો० ૯

## સાખી

નવ ખંડનો ખંગાલો, સમજી સુગરો સાધ,
બ્રહ્મ જ્ઞાન મળી આવતાં, ભવસાગર તરી જાય.
નામ એક છે આત્મા, મણી નગરની માંય,
મોરલી વાગે શબ્દની, વારે રણછોડ થાય.

## નવખંડનો ભાવાર્થ નં. ૫૦.

જીજ્ઞાસુનો પ્રશ્ન—નવખંડ ધરતીમાં ઉત્તરખંડ પવિત્ર કહેવાય છે, તેમ હરિદ્વારને બદ્રિનારાયણ લોકો મુકિત મેળવવાની આશાએ જાય છે, ને ગંગાજી ન્હાય છે, ને રેલગાડીનાં ભાડાં ભરીને અંતે પાછા ઘેર આવે છે, તોય મુકિત મળી નહી. ને પઇસાની હાની થઇ, મનુષ્યનું મૃત્યુ થાય ત્યારે, તેનું મુસ્તક ઉત્તર તરફ દરેક માણસ રાખે છે, તો હું જીવતાં ઉ-તર ખંડમાં ગયો, છતાં મારી મુકિત થઇ નહિ, તો મુવા પછી ઉત્તરમાં સુવાડવાથી મુકિત થાય. એ વિશે મારૂં મન માન્તું નથી, ને તે વીસે મને શંકા થઈ છે માટે તેનો સત્ય ખુલાસો કરી, મારા મનને સંતોષ કરવા કૃપા કરશોજી.

## ભકિતનો ઉત્તર.

૧ ચાર વેદ શાસ્ત્ર અઢાર પુરાણ ઘણા વિદ્વાનો ભણે છે, અને વિદ્વતાના તેજે અને આધારે, અનંત માણસોને ભોળા કરી, જેમ મણી નાગ, પોતાના મણીના તેજ વડે જીવડાને તેજે આંજીને ઉદર ભરે છે તેમ આ વિદ્વાનો પોતાના વિદ્યા રૂપી મણીના તેજ વડે, લોકોને આડુ અવળુ સમજાવી પોતાનો સ્વાર્થ સારે છે, અને પોતાનું પેટ ભરે છે. મોટી

મોટી કથા વાર્તાઓ કરી લોકોને સમજાવે છે, અને પોતાનો મત લોકોના મતમાં ઠસાવે છે. પણ એ બધું, પોપટીઆ જ્ઞાન જેવું છે. કથા વાર્તાઓથી કાંઈ ઉદ્ધાર થતો નથી, અને મોક્ષ પણ મળતો નથી, બ્રહ્મજ્ઞાન અને પ્રેમ ભક્તિ વિના દુનિયામાં અંધારૂજ છે, અસલના શાસ્ત્રમાં જે જે લખેલુ છે તે તે સાચુ છે, પણ તેનો ખુલાસો સમજાવ્યા સીવાય સાર જણાતો નથી.

૨ મિત્રોને ચેતવણી છે કે આત્મજ્ઞાનનો સાર એ છે કે નવખંડમાં ઉત્તર ખંડ પવિત્ર છે. પણ સમજ્યા વગર અને વેદનો ભેદ જાણ્યા વગર, નવખંડ અને ચાર દિશામાં અથડાઇને બહાર જુએ છે. પણ તેનો ખુલાસો નીચે પ્રમાણે છે.

૩ દેહ રૂપી પીંડમાં નવખંડ છે. એટલે નવદ્વાનો બંગલો તેમાં ઉત્તર ખંડ પવિત્ર છે. મુખમાં શબ્દ વાણી વેદથી ઉત્તર અપાય છે, અને હરિની ભક્તિ ભાવ થાય છે. અનેક ભક્તોએ મુખવાણી વેદ શબ્દમાં હરિને ભાવેથી ગાયા છે. અને ભુત ભવિષ્ય અને વર્તમાન, એ ત્રણે કાળનું જ્ઞાન પ્રાપ્ત કરી અને આત્મા તત્વ જાણી મોક્ષને પામ્યા છે,

હરિ દ્વારમાં ભગવાન આવે છે. એવું ગ્રંથોમાં લખેલુ છે, તે વાત ખરી છે. પણ લોકો પંજાબમાં હરિદ્વાર છે, ત્યાં ઢુંઢાવે છે, અને ઢુંઢવાને અથડાવા જાય છે, નેકાચબા અને માછલાંની પેઠે નાહ્ય છે. કેમકે ગેર આવ્યા તો હતા એવાને એજ

૫ હરિદ્વારનો ખરો અર્થ મોઢુ છે, ગંગાજી એટલે જ્ઞાન, જો જ્ઞાન ગંગા પ્રાપ્ત થાય તોજ, મુખ હરિદ્વાર

પવિત્ર થાય છે, પ્રભુ ભકતોને સહાય કરવા સામા આવે છે ને નેત્રને આંખી આપી શાંતિ પમાડે છે, ઉત્તરખંડ અને હરિ દ્વારનો ખરો અર્થ તો મોહુ અને શબ્દ છે, બાકી તો બદ્રિ નારાયણ જાઓ કે ગંગાજી નાહો ને ઠેર ઠેર પાણી પહાડમાં અથડાઓ, પણ પ્રભુને ભકિત ભાવથી ગાયા. આવ્યા ઓળખ્યા સિવાય કદાપિ મોક્ષ મળતો નથી.

---

## પીન્ડે સો બ્રહ્માન્ડે બ્રહ્માન્ડે સો પીન્ડે.

### ભજન ૫૧ મું.

હાંરે જુવો ભકિતને ભગવાન, એક રૂપ જાણોરે—એકરૂપ જાણો,
હાંરે જુવો નવસો નવાણુ નદીયો, હાંરે તેવી નવસો નવાણું નાડીયો,
હાંરે જુવો પ્રાણીને વાણી, એકરૂપ જાણો રે એક રૂપ જાણો,
હાંરે પાંચ તત્વને સાતસમુદ્ર, હાંરે પાંચ પાંડવને સાત કોઠા;
હાંરે જુઓ ધરતીને કાયા, એક રૂપ જાણો રે એક રૂપ જાણો.
હાંરે જુઓ દરીઓ લાગે ખારો, હાંરે તેવો દીલદરીઓ ભારે;
હાંરે જુઓ અગનીને આકાશ, એકરૂપ જાણો રે એકરૂપ જાણો.
હાંરે દરીઆમાં પાકે મોતી, હાંરે દીલ દરીઆમાં શબ્દ જોતી;
હાંરે જુઓ મોતીને, શબ્દ એકરૂપ જાણો રે એકરૂપ જાણો;
હાંરે દ્રૌપદી ને આવ્યું ટાણું; હાંરે સુરતાને આવ્યું આણું.
હાંરે દ્રોપદી અને સુરતા, એકરૂપ જાણોરે એકરૂપ જાણો.
હાંરે દ્રોપદીને ભીસ્મપીતા, હાંરે સુરતાએ મન ગુરૂ દીઠા;
હાંરે જુવો મન અને ભીસ્મ, એકરૂપ જાણો રે એકરૂપ જાણો.
હાંરે અર્જુનને દ્રોપદી સારાં, હાંરે સુરતાને આત્મા વાળા;
હાંરે જુવો અર્જુને આત્મા, એકરૂપ જાણો રે એકરૂપ જાણો.

હાંરે અર્જુનસે આરમા કેધો, હાંરે પવનને પાણી એવા;
હાંરે જુવો પીંડ અને બ્રહ્માંડ, એકરૂપ જાણો રે એકરૂપ જાણો
હાંરે જુવો વડને લાગે ટેટા, હાંરે જુઓ બાપને તેવા બેટા
હાંરે જુવો મૂળ અને ફૂલજન, એકરૂપ જાણો રે એકરૂપ જાણો.
હાંરેભક્તિથી બ્રહ્મજ્ઞાન થાશે;હાંરે ત્યારે આતમારામ ઓળખાશે;
હાંરે જુઓ ભક્તિને મુક્તિ, એકરૂપ જાણો રે, એકરૂપ જાણો.
હાંરે જુઓ અંતર પડદા ખોલી, હાંરે કરો મેઠી મેઠી બોલી;
હાંરે લક્ષ્મીદાસ કહે છે એક, પ્રભુને તમે જાણોરે
પ્રભુને તમે જાણો.

---

# ભક્તિ શબ્દ મોરલી.

## ભજન ૫૨ મું.

લક્ષ્મીદાસકી મોરલીને, દીલ હમારા હલા દીયા હય,
આત્મજ્ઞાન હમકુ સુનાકે, મન હમારા ઝુકા દીયા હય,
અધ્યાત્મિક શબ્દો બતાકે, મનકા ખુલાસા કરદીયા,
કર્મ કાંન્ડ વરો ભુલ જાતે, ભક્તિ રસમાં ડુબા દીયા હય.
લક્ષ્મીદાસકી. ટેક ૧

છોડો નહિ અબ મુઝકો, દાસ અપના કીજીએ;
શરણુ રાખેલો આપ પ્યારે સેવક કો પ્રેમરસ ચખ્ખા દીયા હય
લક્ષ્મીદાસકી. ૨

હમ હમેશ ગુણ ગાતે, પ્રેમમેં પીરતે ફીરે;
કઠવાપોળકા ભક્ત મંડળ, સેવાકા મારગ શીખા દીયા હય.
લક્ષ્મીદાસકી. ૩

## નીર્લોભી ભક્ત શ્રી લક્ષ્મીદાસજી.



પાનું ૬૨. ભજન બાવનમું.

લક્ષ્મીદાસકી મોરલીને, દીલ હમારા હલા દીયા હય.

આવો ભલે જાવો ભલે, અબ મસ્ત પ્રેમી અમ બને
પ્રેમકા પ્યાલા પીલા કે, મન હમેશ ખુશીકીયા હય.

લક્ષ્મીદાસકી. ૪

બુલબુલ બેઠા હે બાગુમે, મનસુરકો પોકારતા,
સુર અપના સોધને મેં, તન અપના સુકા દીયા હય.

લક્ષ્મીદાસકી. ૫

મારગ બતાયા મોક્ષકા, કી ઉન મોક્ષકુ પાઇએ,
સેવક મંડળકી આસ ઇતની, રાધે કીશ્ન કહા રહા હય.

લક્ષ્મીદાસકી. ૬

---

# (રામ સીતા અને જનકરાજા વીસે.)

## ભજન ૫૩ મું.

(રાગ ધોળ)

આણી તેડે ગંગાને પેલી તેડે જુમના, વચમા સરસ્વતી વહે છેરે
સોનાનું બેડલુંરે રૂપલાં ઉઢાણી, સીતાવેલ પાણી સંચર્યા રે, ૧
રાસડી ના પહોંચે ને ઘડુલો ના ડુબે, કુવાની કાંઠે ઉભા રહયારે ૨
સોનાની ગેડીને, રૂપલા દડુલો, રામચંદ્ર રમવાને નીસર્યા રે, ૨
કોણ રાયની બેટી ને, કોણ તારૂં નામ, કઈરે નગરીની ગરાસણીરે
જનકની બેટીને, સીતાવેલ નામ. હજુએ છું બાળકુંવારડી રે. ૩
કોણ રાયનો બેટોને, કોણ તારૂં નામ કઈરે નગરીનો ગરાશીયોરે
દશરથનો બેટોને રામચંદ્ર નામ, અયોધ્યા નગરીનો ગરાશીયોરે
પાનનાં તો બીડાંને સાત સોપારી. લગ્ન નીરધારી વહેલા આવજોરે ૪

---

## ભજન ૫૪ મું.

( છોગાળો છોગાળો રણછોડરાય છોગાળોરે. ) એ રાગ.

પનીયારી પનીંયારી, તું કોન જાત પનીયારી રે. ટેક.

કીનકી રે બહુ તું કીનકીરે બેટી, કોન પુરૂષ ઘર નારી.
તું કોન જાત ૧

રાજા જનકકી મેં હુંગી બેટી; રામચંદ્ર ઘર નારી.
તું કોન જાત ૨

શીર પર ઘડા ઘડે પર ગગરી, ચાલ ચલે છે મતબાલી.
તું કોન જાત ૩

તેરેકુ ચહિએ રેસમકારે શાળુ, ઉપર જરકી કિનારી.
તું કોન જાત ૪

લક્ષ્મીરેદાસ કહે સ્મરણ કરલે, રણછોડ ચરણ બલિહારી.
તું કોન જાત ૫



## ભાગ બીજો સમાપ્ત

જય શ્રી કૃષ્ણ.

શ્રી રણછોડરાયની જય.

# નૌધાભકિત પ્રેમરસ.



## ભાગ ૩ જો

## વસંત અને હોળીનાં કીર્તન

### ભજન નં ૫૫ મું

( ધોળ રાગ )



સોનાની દુવારીકામા, રણછોડરાઇ
પુર્વ જન્મ્યારે ગોમતી દરીયાની માંહી ૧

નરનારી અમદાવાદથી, જોવાને જાઈ
માહાવદી પાંચમેતો, શનીવાર આઈ ૨

વીકટોરીઆ ગાર્ડનમાં સૌ, ભેળારે થાઇ
બાર ઉપર બેરે, વાગે પંથે પરાઈ ૩

પહેલો મુકામતો, સરખેજ ગામમાં થાઈ
રાત્રી રહીને હરીજન, સાણંદ જાઇ ૪

જ્ઞાન વીનારે લોકો, ગોથારે ખાઇ
જે કોઈ આવે રે તેની, મુકતીરે થાય ૫

લક્ષ્મીનો સ્વામી જોવા, હરીજનો જાઇ
ફરી ફરી એ રે જીવનો, જન્મ ના થાઇ ૬



## ભજન ૫૬ મું (રાગ ધોળ)



પીપા ભગતે ડુબકી દરીયામાં મારી
સોનાની દવારીકા ત્યારે સુરતા એ ભારી. ૧
પ્રભુયે નીસાનીમાં છાપોરે આપી
શંખ ચક્ર ને ગદા પદમની ભારી ૨
બોડાણો ડાકોરથી દ્વવારીકા રે જાઈ
ભકિતને વશ રાજા રણછોડ થાઈ. ૩
બોલીએ બાંધી હરિને ડાકોર લઇ જાઈ
ઉમરેઠ ડાકોરની વચ્ચે પગલાં પુંજાઈ ૪
આખા લીમડામાં એક ડાર મીઠુ કહેવાઈ
સવા વાલેરે જુઓ ગયા તુલાઇ ૫
ગુગરી ઉદાશી થઇને પાછારે જાઈ
ઘણું ભણેલા જગમાં ગોથાંરે ખાઇ ૬
ચીત ના ચોપડા મનથી ખુલીરે જાઇ
ગીતા ભાગવત નો સાર વાણીમાં પાઈ ૭
મન સમજે તો પોથાં થોથાં કહેવાઇ
લક્ષ્મીદાસ ભકિત કરે મુકિત રે થાઇ ૮



### સાખી

વસંત આવ્યો હે સખી, ગોપીઓ ખેલે ફાગ
કૃષ્ણ બજાવે વાંસલી, સખીરી બજાવે તાલ

# નીલોંભી ભક્ત શ્રી લક્ષ્મીદાસજી.







## પાનું ૬૭. ભજન સત્તાવનમું.

વસંત ઋતુને આવતાં ભાગી મન ઘણું મલકાણા રે,
મહા વદી પાંચમને શનીવારે ગોપી રણછોડની વાલીરે.

## ભજન ૫૭ મું વસંત રંગ

( રાગ કેદારો )

નરનારી પ્રેમભાવે કરીને, દ્વારકા જોવાને હાલીરે વહાલા
રાજાગાયકવાડની દ્વારીકાં ભારી, પ્રભુનીજન્મભોમી સારીરેવહાલા
વસંત રૂતુને આવતાં ભારી, મનઘણુ મકલાનીરે વહાલા
મહાવદી પાંચમને શનીવારે, ગોપી વડોદરાની હાલીરેવહાલા
શબ્દ મોતીડાનો થાળ ભરીને,ઉઠોને સુરતા રાણીરે વહાલા
જ્ઞાનના ગજરાને પ્રેમના પુષ્પ, કકું કેસર લાવી ગોરીરે વહાલા
હું રે ગોરીને તુરે શામળીયો, સરખા સરખી બની જોડીરે વહાલા
હુંરે છાંટુને પેલો રણછોડ છાંટે, ભરી ગુલાલની ઝોરીરે વહાલા
ચીર ભીંજાસેને ગોપીઓ ગાસે, હોહો ખેલીશું હોળીરે વહાલા
વચન ડાળે કાળી કોયલ બોલી, તારા તે મનનીછે ચોરીરે વહાલા
કહે રે લક્ષ્મીદાસ સૌ સખીઓના, અંતર પડર દેજો ખોલીરે
વાલા.

### સાખી.

ગાયકવાડના રાજમાં, દ્વારકાં પ્રભુનું ધામ,
દરીયામાં જન્મ થયો, આવી વસ્યો ડાકોર ગામ
શીયાવર રામચંદ્રકી જય



## ભજન ૫૮ મું. વસંત

ચાલ ચાલ રે છેલા નહિ ગમે,
ઘેલી હોય તે દ્વારીકાની વાટે રમે. ટેક.
હું તો ચાલી આવી છુ મ્હારે ઘેરથી,
મ્હારે ચીર ખસી ગયાં કેડથી,
મ્હને લોક દમે સહુ પેરથી, ચાલ ચાલ રે. ૧

મારે સમજ્યા વીનાની ઘાત થઈ,
ચોરી ફાટીને કડકા સાત થઈ,
મારી સરખી સાહેલીમાં વાત ગઈ, ચાલ ચાલ રે. ૨
હું તો પ્રભુ જોવાનેરે નીસરી,
વલી કુંકને કાજળ વીસરી,
આંખ આંજીને ટીલડી વીસરી. ચાલ ચાલ રે. ૩
મહેતા રામકૃષ્ણ પ્રભુ શું કહું,
હવે બાકી કહ્યામાં ના રહ્યું,
બધું ડાપણ તારૂં કયાં ગયું. ચાલ ચાલ રે. ૪

---

## ભજન ૫૯ વસંત

[ રાગ કેદારો ]

આવોને અલબેલારે વહાલા,
મોહન મારા રસીયારે, વહાલા ટેક.
આવડી વાર કહો રે, કયાં લાગી;
કોને તે મંદિર વસિયા રે, વહાલા. આવોને. ૧
તમને રે ટેવ પડી પરઘરની,
હવે તે કઇ પેર કરીએ રે, વહાલા. આવોને. ૨
સંસારમાં કાંઇ સાર ના દીઠો,
કોને તે જોઇ જોઈ ઠરીએ રે, વહાલા. આવોને. ૩
આજ પછી હરિ આવું ન કરીએ,
લોક હશારથ થાશે રે. વહાલા આવોને. ૪
નરસઇયાનારે સ્વામીને ભજતાં,
ચોરાશીનાં દુઃખ જાશે રે, વહાલા. આવોને. ૫

---

## ભજન ૬૦ મું.

( રાગ—ઉપરનો )

લાડસવાયા ને લાડકવાયા,આવડું લાડ ના કીજેરે વહાલા
હું રે મારે મારગડે રે જાતાં,
ગીરધર ગાળ ના દીજેરે વહાલા. લાડસવાયા. ૧
લાડસવાયો તારા માતા પિતાને,
બીજી તે કોઈ નવ સાંખેરે વહાલા.
ભરી ભરી મુઠી અબીલ ગુલાલે,
મારા તે મુખપર નાંખેરે વહાલા. લાડસવાયા. ૨
બીવડાવે બીવે તે બીજી રે નારી.
એક દેશો દશ ખાશોરે વહાલા.
લુવા ચુંટીને હાથમાં આલુ,
રોતા રોતા ઘેર જાશોરે વહાલા. લાડસવાયા. ૩
વસંત રમાડો આજે મને વહાલા,
મારી સૈયરોનું મહેણું રે વહાલા.
રામકૃષ્ણ પ્રભુ સંગેરે રમતા,
પૂર્વે તે ભવનું લ્હેણું રે વહાલા. લાડસવાયા. ૪

---

## ભજન ૬૧ મું.

( રાગ ઉપરનો. )

વેગળા રહોને વીઠલારે વહાલા.
અમે તો વહુવારૂરે વહાલા. ટેક.
ચીર તણાશે ને ચુંદડી ફાટે,
મહિડુ ઢોળાશે મારૂરે વહાલા. વેગળા. ૧

પાસે આવી પીચકારી મારે છે,
તોલ ઘટે છે તારૂંરે વહાલા, વેગળા. ૨
અબીલ ગુલાલ આંખોમાંરે ખુંચે,
મારે લોકડીઆનું લાહારૂરે વહાલા. વેગળા. ૩
ભકત ભોવન પ્રભુ હોળી રમે છે,
બેમાં જીત્યું કોણુ હાર્યું રે વહાલા. વેગળા. ૪



## ભજન ૬૨ મું.

લાવ લાવરે, માલણુ વેલ મોગરો,
મારે પુજવો છે ગોપીઓનો નાથ ગુરૂવો. લાવલાવરે ટેક
જાઈ જુઇને કેતકી ને કમળસાર,
લાવ ફુલ ગુલાબ, ચાર ગુંથીએ હાર. લાવ. ૧
આવી છે માલણુ રે, ભાવ જાણી,
પ્રેમે પુજવા, સમરથ સારંગ પ્રાણી, લાવ. ૨
આવી છે માલણુરે, લટકાળી,
મહેતા નરસીંહનો, સ્વામી વનમાળી, લાવ. ૩



## ભજન ૬૩ મું.

( વસંત હોળી )

હો કેમ ભરીએ રે, કેમ ભરીએ
હોજળ જુમનાકો નીર, નંદકુંવર કેડે પડયો કેમ ભરીએ. ટેક.
તાકી મારે પીચકારીઓ, આવી વાગે
હો આવી વાગેરે, આવીવાગે
હો તનડામારે તીર (૨) નંદકુવર

અબીલ ગુલાલે ઘેલાં કર્યાં, વણુસાડયાં
હો વણુસાડયાંરે વણુસાડયાં
હો ચુદડીનેરે ચીર (૨) નંદકુવર
હળવાદીવસ હોળી તણુા, હળવાએ
હો હળવાએરે હળવાએ
હો હળદરજીનો વીર (૨) નંદકુવર
જંત્ર વગાડે એનાં મંત્રનો, કોઈનાજાણે
હો કોઈના જાણેરે, કોઈના જાણે
હો એના ગુણુ ગંભીર (૨) નંદકુવર
ભક્ત ભુવન પ્રભુતમ વીના, કોને ભાવે
હોકોને ભાવેરે કોને ભાવે
હોજળ જુમના કોનીર (૨) નંદકુવર

---

## ભજન ૬૪ મું.

### વસંત હોળી

કેસર ગાગર લેચલી, પનીયારી
હો પનીયારી રે, પનીયારી,
હોંપતલી, પનીયાર (૨) કેસર ગાગર ટેક
મુસ્તક હાથના મુકીએ; ગોરી કુટે
હો ગોરી કુટે રે, ગોરી કુટે
હો મહીકેરા રે માટ (૨) કેસર ગાગર
કંઠ પર હાથના નાંખીએ, માળા ટુટે
હો માળા ટુટેરે, માળાટુટે
હો મારો નવસર હાર (૨) કેસર ગાગર

પાલવડો નવ તાણીએ, ચીરફાટે
હોચીર ફાટેરે, ચીરફાટે
હો નવરંગી રે ચીર (૨) કેસર ગાગર
ભકત ભોવન રીઝે, રંગમા રંગ ભીના
હો રંગ ભીનારે, રંગ ભીના
હો નટવર નંદલાલ (૨) કેસર ગાગર

---

## ભજન ૬૫ મું.

### ( વસંત હોળી )

ઘેલું ના બોલ ગોવાળીયા, તને વારૂ
હોતને વારૂરે, તને વારૂ
હો મુખ, સંભારી બોલ (૨) ઘેલુના બોલ
સરખી સૈયરો તને દેખશે, ત્યારે જાસે
હો ત્યારે જાસેરે, ત્યારે જાસે
હો ગટે તારોરે તોલ (૨) ઘેલુના બોલ
અબીલ ગુલાલ ભર્યા, આંખમાં બહુ ખુચે
હો બહુ ખુચેરે, બહુખુચે
હો મોહનજીરે મેલ [૨] ઘેલુના બોલ
સોના કટારી છે વાંકડી, કોને મારે
હો કોને મારેરે, કોને મારે
હો પોતાને રે પેટ (૨) ઘેલુંના બોલ
લાડકો છે તારી માતને, મને દેખે
હો મને દેખેરે, મને દેખે
હો મારા દીયરને જેઠ [૨] ઘેલુના બોલ

## શ્રી દ્વારકાનાથ.




પાનું ૭૩ ભજન ૬૬.

સોનાની દ્વારકામાં રંગીલા રૂપાળા.
સુરતાએ જોયા ત્યારે આંખ્યા વાનાંના.

પ્રીતમના સ્વામીરે સામળા, નહી રમીયે
હો નહી રમીએરે, નહી રમીએ
હો તમારીરે સાથ (૨) ઘેલુના બોલ

---

## ભજન ૬૬ મું.

( ધૂન )

ડાકોરનો નાથ, સામ, જોયો આંખો વાળો
મોરલી બજાવે, મને લાગેછે પ્યારો, ટેક
ગાયોની વારે, ગોવારીયા ને ભાર્યો
દ્વારકાની વાટે, હરી જોવાને હાલો, ડાકોરનો નાથ ૧

નાચેને કુદે, નંદાજીનો લાલો
હાલતાને ગાતા, નીહારીને ભારો ડાકોરનો નાથ ૨

દરિયામાં ડુબકી મારી, પ્રભુ નીહારો
સોનાની દ્વારકામાં, રંગીલો રૂપાળો ડાકોરનો નાથ ૩

સુરતાએ જોયો ત્યારે, આંખ્યો વીનાનો
બેમાસ અધુરીયો, દીસે છે ન્યારો ડાકોરનો નાથ ૪

રંગ પાંચમ કરી, હોળી બુજાવો
જુનાગઢ નરસીહ, મેતાનેધામ હાલો ડાકોરનો નાથ ૫

જુનાગઢ જોઈ મન, ભકિતમાં વારો
ભકિતથી હરીજનો, મુકિતમાં માલો ડાકોરનો નાથ ૬

લક્ષ્મીદાસ કહે, નીસદીન નીહારો
નીશ્ચેના ગરમાં, વસે મારો વહાલો ડાકોરનો નાથ ૭

---

# મનને પ્રભુ નામ સારૂં બાકી બધુંયે ખારૂં

## ભજન ૬૭ મું.

જુવો રણુછોડજીએ, ઘેલાં રે કીધાં
એણે મારાં મનડાં, હેરી હેરી લીધાં. જુવો રણુછોડજીએ. ૧
રાત દિવસ મને, નિંદ્રાં ના આવે.
કોઈ વીરો શ્યામનો, સંદેશો લાવે. જુવો રણુછોડજીએ. ૨
વાંણીની વેદના, કોનેરે કહીએ,
રણુછોડ વીનાતો ઘડી નવ રહીએ. જુવો રણુછોડજીએ. ૩
નથી મને ગમતો, ઘરનોરે ધંધો,
મોહજાળ એસૌ માયાનો ફંદો, જુવો રણુછોડજીએ. ૪
ઓધવજી તમને, એટલું રે કહું છું,
હું તો પેલા સામા,મદીરીયામાં રહુંછું જુવો રણુછોડજીએ. ૫
મને મલ્યા ભાકત દાસના, રે સ્વામી,
હું તો ઘણી મનમાં, આનંદ પામી. જુવો રણુછોડજીએ. ૬

---

## ભજન ૬૮ મું.

[ ધુન ]

અબતો નાથ દરસન, દીખાના પડેગા
સરણુમાં પડે તો નીભાના પડેગા ૨
કીયે કાજ તુમને, ભકતો કે હજારો
મેરાકાજ અબતો, બનાના પડેગા ૨
અઘોર સંસાર, સાગર માસે
અબ તો નાથ કીનારા, બતાના પડેગા ૨

## નીર્લોભી ભક્ત શ્રી લક્ષ્મીદાસજી.





**પાનું ૭૫. ભજન અગનોતેરમું.**

અમેરે વાણોતર, રણછોડજીના કહીયે,

નરસીં પરમાનેં માલ લેજો, આ વહાણ માટે દેશમાં જવાનું છે.

દરસન દીયા હે, તુમને ઓધવકો
અબતો નાથ જલવા, દીખાંના પડેગા ૨
ભકિત કો દાસ અબ, વીનતી કરતહે
તેરા રૂપ અપતો, બનાના પડેગા ૨

## ભજન ૬૯ મું.

### ( કાયા રૂપી વહાણુ સંસાર રૂપી સમુદ્ર )

અમેરે વાણોતર રણછોડજીના કહીએ
નરખી પરખીને માલ લેજો, આ વહાણુ મારૂ પાછું જવાનુ છે
આ વહાણુ નથી અહી રહેવાનું
આ વહાણુ મારૂં દ્વારકા જવાનું છે ટેક
શબ્દ મોતીનો અમારો રે વહેપાર છે
સુરતા હીરાએ નીરખી લેજો. આ વહાણુ
અટકળે હોરે છે લોકો અજાણે
ભેદુ વીનારે ફેરા પડશે, આ વહાણુ
પોથા થોથામાં તમે શું લલચાવ છો
ભકિત વીના પસ્તાશો આ વહાણુ
પ્રેમ ભાવનો અમારોરે વહેપાર છે
નીશ્ચય કરીને માલ હોરજો આ વહાણુ
જ્ઞાનને આધારે વહાણુ જાય છે કીનારે
બીજા મધ્યેરે બુડી જાય છે આ વહાણુ
કહે લક્ષ્મીદાસ જેને જોઇએ તે કહેજો
આતમરામને નીરખી લેજો આ વહાણુ

## ભજન ૭૦ મું,

મારા વહાલારે દ્વારકાની વાટે વેલા આવજો,
મારા વહાલારે, સેવક જનની સારી સાખ વધારજો.
મારા વહાલારે, દીન દાસને દોડી દરશન આપજો,
મારા વહાલારે, હળવા મળવા માટે પગલાં માપજો.
મારા વહાલારે, ભક્ત રદયમાં ભાવે આવી ભેટજો,
મારા વહાલારે, વાટે પડતાં સંકટ સઘળાં વેઠજો,
મારા વહાલારે, ધમધમ કરતાં વ્હેલો વેલી જોડજો,
મારા વહાલારે, બાળકના બંધનને વેગે છોડજો.
મારા વહાલારે, ભુલે ચુકે ભવની ભાવટ ભાગજો,
મારા વહાલારે, સુતા હોય તો સવેળાથી જાગજો.
મારા વહાલારે, લક્ષ્મીદાસના સ્વામી વ્હારે આવજો,
મારા વહાલારે, હરી જનોનાં દુઃખ સર્વે નીવારજો.

---

## ભજન ૭૧ મું.

અલ્યા નેનાતારી, અટર પટર,
જોઇ આંખડી, કામણ ગારી (૨) ટેક.
હાથે લાકડીઓને, કાળી કામળીયો,
મુખ શબ્દમાં મોરલી ભારી, (૨) નેનાતારી.
મોર મુગટ ઓર, પીળા પીતાંબર,
જુવો સુરતા બાઇ છે કારી. (૨) નેનાતારી.
દ્વારકાની વાટરે ગાયો ચરાવતો,
જોયો કારો ગોવાળીયો ભારી. (૨) નેનાતારી.
ગોમતી કીનારે જળ ભરવા જાતાં,

પેલો ઉભો તો સામો આવી. (૨) નેનાતારી.

માથે છે મારી મહીની મટુકી,
એને તાકી કાંકલડી મારી, (૨) નેનાતારી.

ગોરી ફોડીને મારાં ચીર ભીંજાયાં,
જોયો માખણુ ખવઇયો ભારી. (૨) નેનાતારી.

લક્ષ્મીરેહાસ કહે કાયાના ઘરમાં,
મુખ ઉત્તરમાં મુકિત ભારી. (૨) નેનાતારી.



## ભજન ૭૨ મું.

( ગોકુળ વહેલા પધારજો એ રાગ-ધોળ )

લોક હસારથ થાયછેરે
રીતે પ્રીતે ભગતોને મળજો લાલ —લોક હસારથ.

પ્રેમ રસ પીવાને પાવા નીસરોરે
એવા પરથારથ કરી સૌ તરજો લાલ —લોક હસારથ.

સતના ઘરમાં વહેલા આવજોરે
વઢવા જાવ તો મારા સમ હો લાલ —લોક હસારથ,

રેસમ પરહરી સુતર પેરજોરે
ઓછા ખરચે તમે સૌ તરસો લાલ —લોક હસારથ.

ગદ ગદ કંઠે કહું છું કરગરીરે
કહ્યું માનોતો સુખી સૌ થાસો લાલ —લોક હસારથ

કાયાને રેંટીયો એકરૂપ જાણુજોરે
રેંટુડો રામનામનો ફેરાવજો લાલ —લોક હસારથ

રેંટુડો બ્રહ્માએ બનાવીયોરે
પ્રેમની પુમડી કૃષ્ણુની કાંતજો લાલ —લોક હસારથ

વીજોગ સંકટે સહેવાતુ નથીરે
હવે તો ભગતોની વારે ધાજો લાલ —લોક હસારથ

પ્રભુ તમો વીના સંસાર મારે
તારા બાળ બચ્ચા દુખી થાઈ હો લાલ —લોક હસારથ
હોરંગાની સાથે નવ બેસીયેરે
નીસદીન એકજ મતમાં, રેજો લાલ —લોક હસારથ
લક્ષમીદાસના સ્વામી સામળારે
જો જો દ્વારકામાં દેખાઇ હો લાલ —લોક હસારથ

---

## ભજન ૭૩ મું.

પ્રેમને વશ થઇ જાયગા, એતો રામા મુકિત
જગતમાં પાયગા.
ભેખ લઇને તમે શીદ ભટકો છો
મન ફકીર હો જાયગા, એતો રામા મુકિત. જગતમાં
પુર્વે પ્રીતો કરતા, પગે ડાકોર ચાલતા,
વાટે ઘાટેરે મીલ જાયગા, એ તો રામા મુકિત. જગતમાં
મહામંત્ર પાયગા, અંતર ખુલ જાયગા,
આતમરૂપ ઓળખાયગા, એ તો રામા મુકિત. જગતમાં
કયાંથી જીવ આવ્યો ને, કયાંરે જવાનો;
ઠામ ઠેકાણુ મીલ જાયગા, એ તો રામા મુકિત. જગતમાં
પાણી વેગે આવ્યાને, અંતે ઉડ જાયગા;
હવામેં હવા મીલ જાયગા, એ તો રામા મુકિત, જગતમાં
કાયા જલ જાયગા, મટી ભેલા થાયગા;
મન તેરા અમર હો જાયગા,એ તો રામા મુકિત જગતમાં
જ્ઞાન ભકિત કરતાં, **લક્ષમીદાસ** મીલતા
રાજારણછોડકા દરશન પાયગા એતો રામા મુકિત.
જગતમાં

## ભજન ૭૪ મું

છોડયું છે કુટુંબ અમારૂંરે તમારે સારૂ એ રાગ.)

પલ્લામાં ડુબ્યાં છે નરનારી—આ દુનીયા માંહી
મોહને મમતામાં ગયા હારીરે—આ દુનીયા માંહી
પલ્લુ પહેરવાનું છોડો, હરી ભજન તો બોલો
સ્વામી સેવામાં મનડુ જોડોરે—આ દુનીયામાંહી,
પલ્લુ ભાર રૂપ થયું, પહેરવાનું કાંઇ ના રહ્યું
પસેથી સૌ ખાલી થયું રે—આ દુનીયા માંહી,
ખાવા જોઇએ તે રળવું સુતર પહેરીને ફરવું
કહુતરને દુરકવુરે—આ દુનીયા માંહી.
તુલસીની પહેરો માળા, શામળાને લાગો વહાલા
કહી ગયાં છે મીરાં ગાજીરે—આ દુનીયા માંહી
જ્ઞાન ગંગામા જઈને, સુખી સંતોષી થઇને
સ્નાન સ્મરણ નીત્ય કરવુંરે, આ દુનીયા માંહી
મોટ પણુથી દુર રેવું, નીરલોભી કહે તે કરવું.
નીશ્ચે હરીનો સાથે વરવુંરે—આ દુનીયા માંહી.

## ભજન ૭૫ મું.

સૌ ભજો શ્રી કૃષ્ણ મોરારી, અંતે એ કામજ આઇ
અવતાર સફળ તબ થાઇ, જબ જન્મ મરણ મટી જાઇ.
મોહજાલસે મન છુટી જાઇ, સાદુ જીવનમાં આઇ,
તબ બ્રહ્મજ્ઞાન મીલ આઈ, જબ આતમ રૂપ ઓળખાઇ
કયાંથી આવ્યા કયાં જાઇ, ઠામ ઠીકાણા મીલ આઈ.
તબ મન ઘણા મકલાઇ, જબ પ્રભુનાં દરશન થાઈ,
નર નારી મુક્તિ પાઇ, ડાકોર ધામમાં જાઇ.
સબ ગ્રંથનકો સાર પાઇ, મુખ વાણી વેદમાં આઈ.

સબ કરોને અબતો નાઇ, ઘર છોડી બહાર કાં જાઈ
અડસઠ તીરથ જબ પાઇ, જ્ઞાન ગંગા ઘેર બેઠે આઈ.
ઉત્તર ખંડમાં કોઈ જાઈ, મુખ શબ્દમાં હરિ ગવાઇ
તબ હરિ દુવારમાં આઈ, લક્ષ્મીદાસ મુક્તિ પાઇ,

# મીરાબઈ સેરીયે સેરીયે માધવને વેચે છે.

## ભજન ૭૬ મું.

હાંરે કોઇ માધવ લ્યો. માધવ લ્યો;
હાંરે જુવો વેચંતી વ્રજનીનારીરે હારે કોઇ માધવ લ્યો.(૨) ટેક,
હાંરે માધવને મટુકીમાં ઘાલી, ગોપી લટકે મટકે હાલી
હાંરે ગોપી ઘેલું શું બોલતી જાયે,કાન મટુ કીમાં ન સમાયેરેહાંરે ૧
હાંરે ના માનો તો જુઓ ઉતારી, માંહી જુવે તો કુંજ બીહારી
હાંરે હુતો વંદ્રાવન જાતી દાડી, ત્યા ગઉચારે છે ગીરધારી હાંરે. ૨
હાંરે ગોપી ચાલી વંદ્રાવન વાટે, સૌ વ્રજની ગોપીયો સાથે
હાંરે મીરાં કહે છે ગીરધર નાગર,જેના ચરણુ કમળ સુખસાગર ૩

## ભજન ૭૭ મું.

મારૂ મનડુ લીધુ છે વારી લક્ષ્મીદાસ મહારાજની વાત ન્યારી,
ભવસાગરમાં ભુલારે ભમતા-વસ્તુ બતાવી બહુ સારી.
વ્હેતારે પુરમાં તરતાં સીખાવ્યા, આપી ઉગરવાની બાહારી ૧
અન્ન નહી ભાવે નીંદ્રા નહિ આવે,મને મારેછે પ્રેમ પીચકારી,
અગમનીગમની ખોજો રે કરતા,અંતર બારી ઉગાડી-લક્ષ્મીદાસર
સીલસંતોસી હરીજન મલતાં, આતમ દીયો બતાઈ,
મન તો મારૂં હવે ઠરીનેરે બેઠુ,મટી ચોરાસીની ખાડી-લક્ષ્મીદાસ ૩
પ્રેમ પીયાલો મ્હારા હરીજને પાયો, નમ્યો હું મુસ્તક ઉતારી,
કેશવદાસ લક્ષ્મીદાસ શરણે,લીધો પલમાંતેપાર ઉતારી-લક્ષ્મીદાસ૪

## સોનાની દુવારકા અને ભકત પીપાજીની વાર્તા. ૭૮મી

ગાગરોડ ઘઢના પીપાજી ભકત હતા, તે દેવીનું પુજન કરતા હતા; એક દીવસે દેવીનું નૈવેદ ધરાવવા, માટે બ્રાહ્મણ પાસે રસોઇ કરાવી, તે વખતે ઠાકોરજીની મુરતી લઈ સંતસાધુ આવ્યા, તેમને રાજા પાસે યાચના, કરી, એટલે ઠાકોરજી માટે ભોજન સામગ્રી માગી, તે આપી સામગ્રી લઇને રસોઈ કરીને, સાધુઓએ ભોજન કરીને ઠાકોરજીને થાળ ધરાવ્યો, તે વખતે પાણીની અંજળી લઈ, ભોજન ઉપર છાંટી એટલે તેનો છાંટો નૈવેદને, ઉડવાથી ઠાકોરજી બધી પરસાદીનો ભોગ લીધો, એટલે દેવી ભુખ્યા રહ્યા, ત્યારે રાત્રીના બારના સુમારે પીપાજીને મહેલે જઇને, પીપાજીને પલંગ નીચે નાખી દીધા, ને છાતી ઉપર ચઢી બેઠી, ને કહેવા લાગી કે એ પીપાજી, હું આજ ભુખી રહી છું, ત્યારે પીપાજીએ કીધું કે શાથી ભુખ્યા રહ્યા છો, ત્યારે દેવી બોલ્યાં કે ઠાકોરજીની, પ્રસાદીની અંજળીનો છાંટો ઉડવાથી ઠાકોરજી પરસાદીનો ભોગ લઇ ગયા, માટે ભુખી રહી છું. ત્યારે પીપાજીએ કીધું કે શું ઠાકોરજી તમારાથી મોટા, ત્યારે દેવીએ પોતાનું અસલ રૂપ ધરીને, પીપાજીને કીધું કે હા ઠાકોરજી અમારાથી મોટા, ને એમના પુજનથી મુકતી મળે, ત્યારે પીપાજીએ કીધું કે, ત્યારે તમોએ મને અત્યાર, સુધી કેમ તમારૂં પુજન કરાવ્યું. ત્યારે દેવી બોલ્યાં કે હમે તને કયાં કીધું હતું, તારે મુકતી જોઇતી હોય તો રામાનંદ—સ્વામીનેગુરૂ કર, તો મુકતીનો મારગ બતાવશે,

તે સાંભળી પીપાજી રામાનંદ સ્વામીને, શોધતો શોધતો; કાશીમાં આવ્યો, અને કાશીમાં રામાનંદ સ્વામીને, દવારે આવીને પુછયું કે, મારે રામાનંદજીને મળવું છે, તો, તેમના શીષ્યોએ જવા દીધો નહી. અને ગુરૂને કીધું કે ગાગરોડથી પીપોજી રાજા આવ્યો છે, તે કહે છે કે મારે રામાનંદ સ્વામી પાંસેથી બોધ લેવો છે. તો કહોતો અંદર દાખલ થવા દઇએ, ત્યારે ગુરૂ બોલ્યાકે આપણે રાજા સાથે શું સંબંધ છે, જો એને બોધ લેવો હોય તો, એ લાવેલો માલ લુંટાવી દે, તો ખુશીથી આવવા દો, પછી દરવાને આવીતે પ્રમાણે કીધું, તો પીપાજીએ બધો માલ લુંટાવી દીધો, પછી સ્વામી પાસે ગયો, અને નમન કરીને બેઠા, ત્યારે રામાનંદ સ્વામીએ કીધું કે, હે પીપાજી જાઓ કુવામાં પડો, ત્યારે તે કુવામાં પડવા ચાલ્યો, પછી ગુરૂએ બે માણુસ મોકલ્યા. ને કીધું કે તેને કુવામાં પડવા દેશો નહી. ને અહી લઇને પાછા આવજો પછી બે સંતોએ કીધું કે, હે પીપાજી તમો કુવામાં પડશો નહી. ત્યારે પીપાજીએ કીધું કે મને પડવા દો; ગુરૂની આજ્ઞા થઈ છે. તો હું પડીશ તો મને મુકતી મળશે, ત્યારે બે સંત મળીને પડવા દીધો નહી. ને ગુરૂ રામાનંદ પાસે લાવ્યા, ત્યારે રામાનંદે કીધું કે હે પીપાજી તમો, હવે પાછા ઘેર જાઓ, ને સંસાર ચલાઓ, અમે તમારી કોઈ આવતા જતા સંત પાસેથી, સારી વાખ્યા સાંભળીશું, કે પીપોજી ભકત થયો છે, ને સંત સાધુની સેવા સારી કરે છે, તો હમો એક વર્ષે આવીશું, માટે તમો પાછા ઘર ભણી જાઓ, તે સાંભળી પીપોજી ઘેર આવ્યો. ને આવતાં જતાં સંત સાધુની બરદાસ સારી કરવા માંડી, સેવા ચાકરીની વાત સ્વામી રામા

નંદ પાસે પહોંચી, અને એક વર્ષ વીતી જવાથી પીપાજીનો કાગળ પણ મલ્યો, તો રામાનંદજી પીપાજીને ગામ જવા તૈયાર થયા. સાથે કબીર તથા રોઈદાસને પણ લીધાં. અને પીપાજીને ઘેર આવ્યા, રામાનંદને આવતા જાણી પીપાજીએ પાલખી મોકલી, ગુરૂને તેડી મંગાવ્યા, અને સારી સંત સેવા કરી, ત્યારે રામાનંદ બોલ્યા કે હે પીપાજી તમોને ઘેર બેસી રહેવું ગમે છે. પીપાજીએ ના કહી, ત્યારે રામાનંદજી બોલ્યા કે, ત્યારે હમો દ્વારકાની જાત્રાએ જઇએ છીએ, તો તમારે આવવું છે તો કીધું કે હા, ત્યારે રાણીઓએ કીધું કે હમો પણ આવીશું, ત્યારે ગુરૂએ કીધું કે હા, હમારા સંત કેવા કે એકલા ધોળા વસ્ત્ર, પહેરે ને મુંડણ મુંડાવે તે હમારી સાથે જાત્રાએ આવે, ત્યારે બધી રાણીઓ પાછી હઠી, તેમાંથી એક સીતા નામની રાણી તૈયાર થઈ. ને તેને સાથે લઈ દવારકાં ચાલ્યા, તો એક ગામ આવ્યું, ને ગામને ભાગોળે પુછયું કે, દવારકાનો રસ્તો કીયો, ત્યારે ગામ વાળાઓએ કીધું કે, રસ્તા બે છે, એક પાસે છે, ને એક આઘો છે, પાસે રસ્તો છે ત્યાં વાઘવરૂનો ભય છે, ત્યારે સંતોએ કીધું કે ચાલો પાસેના રસ્તે જઇએ, વાઘ કદી ખાઈ જશે તો હરીનું ભજન કરીશું, આગળ ચાલ્યા એટલે, વાઘ ગુગવાટા કરતો સામે આવ્યો, ને ગુરૂએ કીધું કે, બચ્ચા રામ રામ કરલે, અને તું માણસને ખાઇશ નહી, ને જનાવર ખાઇ પેટ ભરજે, અને પછી વાઘને ગોપી-ચંદનનું ટીલું કરી, કોટમાં માળા પહેરાવી, અને કીધું કે બચ્ચા દવારકા આવવું છે, વાઘે કહ્યું કે હા. સંતોએ સામાન વાઘની પીઠ ઉપર નાખી, અને પોઠરૂપે બનાવી દ્વારકાને

રસ્તે ચાલ્યા, તો આગળ જતાં એક ગામ આવ્યું, એટલે રાત પડી ગઈ તો બધા ગામમાં રહ્યા, ત્યારે પીપાજી ભગતે એક જુદી કોટડી રાખી, પછી પીપોજી ભગત જંગલ જવા સારૂ ગયા, ત્યાં ભોંય ખોતરવા માંડી એટલે, ચરૂ માલ ભરેલો જોયો, એટલે તે ત્યાંથી પાણી વડે હાથ ધોઇ લઇને, તરત નાઠા અને ઘેર આવી પોતાની સ્રીને વાત કરે છે, તેવામાં તેમની પછીતે ચાર ચોર ચોરી કરવા આવ્યા હતા, તે સાંભળી ગયા ને મનમાં વીચાર કરે છે, કે આના ત્યાંથી શું લઇશું, ચાલો આપણે તે માલ કાઢી લાવીએ, તો તે માલ લેવા ચોર ગયા, તો ત્યાં વીંછીને સાપ જોયા, તો તે ગુસ્સામાં આવીને તે ચરૂ ઉપાડીને, પીપાજી ભગતનું છાપરૂ ઉકેલીને જ્યાં પીપોજી, તથા તેમની સીતા નામની રાણી સુઈ ગઈ હતી, તેમની ઉપર ચરૂ નાખ્યા તો એકલી મહોરો ખખડી, એટલે પીપાજીએ નાસાનાસ કરવા માંડી, અને રાજા પાસે અરજી કરવા ગયા, કે આ ગામમાં કોઈ આઠ દીવસ સુધી, પોતાના ઘરનું ભોજન જમે નહી, ને હમારી રસોઈ જમે, તેમ કહીને પેલી મહોરો રાજાને ત્યાં નાખી આવ્યા, અને આઠ દીવસ સુધી જમાડી, દવારકાં પહોંચ્યા, અને બધા સાધુએ દર્શન કર્યા, પણ પીપાજીએ કીધું કે આતો પત્થરની દવારકાં છે, મારે તો સોનાની દવારકાંના દરશન કરવા છે, તો સંતોએ કીધું કે જાઓ, દરીઆમાં ડુબકી મારો, તો સોનાની દવારકાંના દરશન થશે, તો તેમને ડુબકી મારીને તેમની પાછળ તેમની સ્રી પણ પડયા, અને સોનાની દવારકાં ના દરશન કરીને, ભગવાન સાથે છ મહીના રસ રમ્યા,

ત્યારે ભગવાને કીધું કે, પીપાજી તમો જાઓ, નહીતો દુનીયા શું કહેશે, કે પીપોજી દરીયામાં ડુબી મરી ગયો, ત્યારે પીપાજી કહે છે કે, ભગવાનના દરસન છોડી હું કયાંય જવાનો નથી, ત્યારે ભગવાને કીધું કે, હું તમોને યાદીમાં, શંખ-ચક્ર-ગદા-પદ્મની છાપો આપુ છું, તે લઈ જઇને રાજાને આપીને કહેજો કે, કોઇ જાત્રાએ આવે તેમને આ છાપ આપજો, એટલે મારા દરશન થયા પ્રમાણ છે. એટલું ભગવાને કહીને બન્નેને કોરે લુગડે, છ મહીને દરીયાની બહાર કાઢયા, ત્યારે લોકોએ કહ્યું કે પીપોજી ભગતડો. દરીયામાં પડયો હતો, તે કોરા લુગડે બહાર આવ્યો, તો લોકોએ કહ્યું કે તમને ભગવાન મળ્યા, તેની અમોને શી ખાત્રી થાય, ત્યારે પેલી ભગવાને આપેલી છાપો બતાવી, ને ત્યાં રાજાને આપી. તે વાત ઉડીને બહુંજ દુર સુધી ફેલાઈ; એક **નરભેરામભકત** કરીને હતા; તેમને પણ વિચાર થયો કે ચાલ, જીવ; હું પણ ભગવાનના દર્શન કરી આવું, ત્યારે તે દવારકા આવ્યા, ને **ગોમતીઘાટ** ઉપર નહાવા ગયા; ત્યારે રૂ ૯) **ગુગળીયે** માગ્યા, ત્યારે નરભેરામે કહ્યું કે મારી પાંસે જુઓ, કપડાંજ ફાટલાં છે, તો પૈસા કેવા; પછી વીચાર કરીને દર્શન કરવા ગયા; ત્યાં પણ ગુગળી લોકોએ રૂ ૫) **માગ્યા**; એ ઉદાસ થઇને પગથીયામાં આવીને બેઠા, ને વીચાર કરી એક ભજન લલકારવા માંડયું.



ભજન. ( રાગ કાફી )

સરસ્વતી વસો જીભે રે, વહેવાર વાતે વઢવું છે,
ખાતીલા નાવ ખોલ્યું રે નામની હડીએ ચઢવું છે.

સાખી.

કપટી કેશવ જાણતો હોતતો; સીદ આવત પચાસ જોજન
શ્રવણે સુણી સાધુને છાપો, હવે મળવા ધર્યું છે મન

નર ભાની અરજી સુનીને, વેગે આવ્યા શ્રીહરિ
સુરતાએ દરશન થયા ત્યારે, મન બેહું ઠરી વરી

## ભજન ૭૯ મું.

## સંસારનો સાર અને સેવા વિષે,

[એક ભમર કમળમાં રહે છે, તેની વાસના નીસદીનલે છે] એ રાગ

વેદશાસ્ત્રમાં લખે છે સાર, ભકિત કરે તો ઉતરે પાર;
ત્યાં તો વસે છે દેવ મોરાર, પિતા ગુરૂ માતા સેવામાં સાર. ૧
જેના ઘરમાં કુપાત્ર છે નાર, ત્યાં તો વસે છે ક્રોધને કાળ;
તેના દુઃખનો ના રહ્યો પાર, એનો એળે ગયો અવતાર. ૨
જેના ઘરમાં સુપાત્ર છે નાર, ધન લક્ષ્મિનો ત્યાં નહિ પાર.
તેને સુખનો મળ્યો છે સાર, તે તો ઉતરે ભવ જળ પાર. ૩
નરસીંહ મહેતાએ ભાવે બોલાવ્યા, શેઠ શામળસા થઇને આવ્યા;
સાથે લક્ષ્મી શેઠાણીને લાવ્યા. કુંવરબાઇનાં માંમેરાં પુરાવ્યાં. ૪
વહાલો ભકતની વહારે રે ધાયા, બેટા બેટીને પ્રેમે પરણાવ્યા;
માતા પીતા ગુરૂ છે રે દેવા, પુત્ર પુત્રીએ પ્રેમથી સેવ્યા. ૫
બોડાણાની બોલીયે બંધાયા, દ્વારકાંથી નાસી ડાકોર આવ્યા;
નવસો નવ્વાણું ગોપીએ ગાયા, લક્ષ્મીદાસ ગોવાળીયાને ભાવ્યા. ૬

(રામાયણમાં પંચવટીમાં રામ છુપાયા તે વિષે ખુલાસો)

## ભજન ૮૦ મું

(કૃષ્ણ કેમ લાગી વનમાં વાર) એ રાગ.

મળીયા પુર્વે સ્નેહી નંદલાલ, પ્રેમે રે બાંધી પીતડી
મળીયાં હરખ ભાવે રે, શીતારામ, પ્રેમેરે બાંધી ૧

જીરે કાયા તે ગઢના રે, ગાટમાં,
ત્યાં છે મન રાજા, જનકની મઢી રે પ્રેમેરે બાંધી ૨

અહંકાર રાવણ, સીતાજીને હરી ગયો
સુરતા ખોરે છે, ચાર દીસા માહય રે પ્રેમેરે બાંધી ૩

જીરે રામ, છુપાયા પંચવટીમાં,
છુપ્યા પાંચ, તત્વમાં આત્મારામ રે પ્રેમેરે બાંધી ૪

જીરે મળીયાં, સીતારે શ્રીરામને
ઓળખ્યા સુરતા, સીતાએ આતમારામ રે પ્રેમેરે બાંધી ૫

જીરે રામનુ, બનાયુરામાયણ
તુળસીદાસે, રામ ઓળખીને લખ્યું પ્રેમેરે બાંધી ૬

જીરે નવધા, ભકતીનારે સંગથી
વસ્તુ ઠાકોરની, વાટેથી જડીરે પ્રેમેરે બાંધી ૭

જીરે અંતઃકરણથી, રે શોધતાં
સબઘટમાં છે, શીતા ને રામ પ્રેમેરે બાંધી ૮

જીરે લક્ષ્મી રે, દાસની વીનતિ,
ભાવે મળીયા છે, રણછોડરાય રે, પ્રેમેરે બાંધી ૯

## સાખી

સાધુ ભુખ્યા ભાવકા, ધનકા ભુખ્યા નહિ
ને ધનકા ભુખ્યા જો ફીરે, ઓતો સાધુ નહિ.

## ભજન ૮૧ મું ધુન

રામ રામ રામા રે હો રામા
રામ રામ રામા, રઘુપતિ રામા — રામ
છુપાયા રામજો, પંચવટી માંહે
ખોરવાને લોક, ચાર દીશામાં જાયે — રામ
અહંકાર રાવણનો; નાશ જ્યારે થાયે.
ત્યારે તો સીતાને; રામ મલી જાયે — રામ
જ્ઞાને લખ્યું રામાયણ, તુલસીદાસે
સમજે તો મુકતિ છે. તારી પાસે — રામ
ઘટમાં રામને, ઘટમાં સીતા
વાણીમાં ભાગવત, વાણીમાં ગીતા — રામ
વાણીમાં દ્રોપદીને; વાણીમા પાંડવ
વાણીમાં નવસો, નવાણું ચીર દીઠા — રામ
અરજુનનો પુત્ર; અભીમાની જ્યારે મરતા
ત્યારે સાત કોઠામાં, પાંડવો ઠરતા — રામ
વાણીમાં ગીતા પ્રેમ, ભાવે ગવાતા
દ્રૌપદીને દર્શન, કૃષ્ણ આવી આપતા — રામ
જ્ઞાનીને મન પોથા; થોથા કહેવાતા
લક્ષ્મીદાસ નીસદીન; ગીતારે ગાતા — રામ

# સતી અને પતીવૃતા સ્ત્રિના ધર્મ વીષે (૧)



## ( ભાવાર્થ નં. ૮૨ મો. )

### દ્રષ્ટાંત.



કોઈ એક પુરૂષ પાસે પોતાની કમાઇ, તથા પોતાના માતા પિતા તરફથી મળેલી કુલ મીલકત, લગભગ વીસ પચીસ હજાર રૂપીઆની હતી, પોતાના માતા પિતાએ તેને જે, કન્યા સાથે લગ્ન કરાવેલું, તે કન્યાને તેના માબાપે સાસરે વળાવી, તે બાઇને નાનપણથી જ, ફેન્સી વસ્રો, અને દાગીના, હીરા મોતીની બંગડીઓ, એરીંગ વીગેરે પહેરવાનો બહુ શોખ હતો. તેમ નાટક, સીનેમા પણ દેખા દેખી જોવાનો શોખ હતો. પોતાનો ધણી તે બાઇને ઘણો ઉપદેશ આપતો હતો, પણ તેના ઉપદેશને તે કઠોર અને હઠીલી બાઇ માનતી નહીં, આ પ્રમાણે છ સાત વર્ષ પર્યંત તે ધણી ધણીઆણીનો દુઃખમય સંસાર ચાલ્યો, હવે પોતાના ધણી પાસે જે મીલકત હતી, તે બધી મોજ શોખમાં ઉડાવી દીધી, ને ઉપરથી હજાર બે હજારનું દેવું થયું, ને લેણદારો દરરોજ ઉઘરાણી કરતા, ને તેના પતિને પજવતા હતા. તેથી તેનો પતિ તે બાઈથી કંટાળી, રીસાઇને નાસી ગયો. ને ચાર પાંચ ગાઉ દુર જતાં, વગડામાં એક ભીલનો આશ્રમ આવ્યો, ને તે ભીલના ઘેર રાત રહયો.

તે ભીલની સ્ત્રી ઘણી નીચ વૃત્તિની હોવાથી, પેલા ભલા માણસને આસુર્ય પ્રેમ બતાવ્યો, તેથી તે ઘણી પેટ પાપીને ખાવા જોઇએ જંગલમાં નહી મળે તેથી ભીલડીના પ્રેમ પાશમાં ફસાયો, કહેવત છે કે, જેવી સોબત તેવી અસર, માટે તેને ભીલની સોબત થઇ, તો તેની નીચ બુદ્ધિ થઇ.

હવે અહીં પેલી બાઇની શું દશા થઇ તે તરફ દ્રષ્ટિ કરીએ, બઇના પતિને નાશી ગએ, ત્રણ એક મહીના થઈ ગયા, છતાં પાછા આવ્યા નહિ, તેથી તે બાઇને ચિંતા થઈ, અને કાંઇ ચેન પડયું નહિ, એવામાં એ બાઇને વિચાર સુજયો કે, આ શહેરમાં કથા, વારતા વિશેષ ચાલે છે, તો સાંભળવા જાઉં, તો કાંઇક ચેન પડે, તેમ ધારી તે કથામાં જવા લાગી, અને જઇને સ્વામીના પગના, અંગુઠાનાં ચરણામૃત દેખા દેખી લીધાં, ને દંડવત કરી કથા સાંભળવા બેઠી કથા પુરી થઈ ત્યાં સુધી, શાન્તિથી સાંભળી. પણ કંઈ સંતોષ થયો નહીં.

હવે બીજે દિવસે બીજા મંદિરમાં, કથા સાંભળવા ગઈ, ત્યાં પણ પુરી કથા સાંભળી, પણ કાંઈ કલ્યાણનો રસ્તો જડયો નહિ, ને મન શાન્ત થયું નહી, ને પવિત્ર પણ થઇ નહીં, ઉપર પ્રમાણે લગભગ કેટલાક મંદીરોમાં, કેટલાક સ્વામીઓની સેવા કરી, આવી ને કથા સાંભળી પણ કાંઇ પવિત્ર થવાય તેવો, કલ્યાણનો રસ્તો મળ્યો નહિ.

કારણ કે નગરીમાં, અનંત સ્વામિઓની અનંત કથાઓ સાંભળવા જાય, પણ આત્મજ્ઞાન વિના સંતોષ ક્યાંથી થાય.

જીવ ક્યાંથી આવ્યો, અને ક્યાં જવાનો, તેના ઠામ ઠેકાણા શોધવા નીકળી, પણ કોઈ જગ્યાએ તે વસ્તુ પ્રાપ્ત થઇ નહીં ને મન ઠર્યું નહીં. તેથી તે બાઈ ઘણી ચિન્તામાં પડી. તેવામાં એક બાઈ તેમને મળ્યાં, તે કહેવા લાગ્યાં કે બેન હું રોજ ભજનમાં જાઉં છું, તે ભજનમાં મને ઘણો આનંદ મળે છે. તે ત્યાં આપણું મન ઠરે તેવું પવિત્ર સ્થાન છે. ને વળી તે ભક્ત તો નરસીંહ મહેતાના જેવા, પવિત્ર ને પ્રેમી છે, અને માયા રહિત છે, તેમ કાંઈ દક્ષણા ભેટ આપીએ તો લેતા નથી, અને તે બાઇના ભાવવાળાં, વચન સાંભળીને તેની સાથે, તે પણ હરિકિર્તનમાં જવા લાગ્યાં, અને ભક્ત-રાજને નમસ્કાર કરીને, તેમના પગનો અંગુઠો પાણી વડે ધોઇ, ચરણામૃત લેવા જાય છે કે, તરતજ ભક્તરાજ બોલ્યા કે, હે માઈ આ તું શું કરે છે, પાણી વડે અંગુઠો ધોવાથી તો અમને ટાઢ વાય, ને તે પાણીમાં પગે ચોટેલો કચરો આવે, ને તેનુ ચરણામૃત લેવાથી તો પવિત્ર ન થવાય. ચર-ણામૃત લેવું હોય તો ભજનમાં બેસો, અને કાને થઇ મારા મુખના પવિત્ર જ્ઞાન, વચનરૂપી ચરણામૃત કાને થઇને લો. તો તમારૂં અંતરમન પવિત્ર થશે, અમે કાઇ મોટા નથી, ગુરૂ નથી, કે ગાદીપતી નથી, હું તો ભગવાનની ગાય છું. અને ગાયોની વાહારે ભગવાન આવ્યો છે. અને આવે છે.

માટે મુખવચનનું ચરણામૃત લઇને પવિત્ર થાઓ, તેમ હરિકિર્તન થાય છે તે, એક ચિત્ત વડે સાંભળો, આ પ્રમાણે ભક્તરાજનાં વચન સાંભળી, કાદમ્બરી બાઇનું મન માન્યું કે, અહીં કાંઇક વસ્તુની પ્રાપ્તી થશે, એમ ધારી તે ચાર છ

દિવસ લાગ લાગટ ભજનમાં ગઇ, ને તેનું મન લુબ્ધ થઇ ગયું. એક દિવસ ભજનમાં એવું આવ્યું કે, સ્વામીની સેવા પ્રેમ ભાવે કરે, તે સ્ત્રી સતી અને પતિવૃતા કહેવાય, ને તેજ આ સંસારમાં તરે, અને તારે. આવું સાંભળી બાઇ વિચારમાં પડી, એટલે હરિકિર્તન પુર્ણ થયા પછી, ભકતરાજને તે બાઇએ પુછયું કે, ભકતરાજ આ નગરીમાં ઘણા સ્વામિ કથાયો કરે છે, તે દરેકની સેવા કરી પગના અંગુઠા ધોઇ ચરણામૃત લઇ આવી, તો પણ હજું હું પવિત્ર થઇ નહિ ને તમો કહો છો કે, સ્વામિની સેવા કરે, તો પવિત્ર થવાય, તો તે સ્વામિ કેવા હશે, ભકતરાજે પુછયું કે હે માઈ, તું કહે કે, ભગવાન એક હોય કે અનેક. બાઇ કહે એક, ભકિત એક હોય કે અનેક, બાઇ કહે કે એક, ત્યારે ગુરૂ એક હોય કે અનેક બાઈ કહે એક, ત્યારે સ્વામિ એક હોય કે અનેક બાઇ કહે કે એક હોય, ત્યારે ધણીની સેવા કરી તેજ સ્વામિ સેવા કરી કહેવાય. કેમકે ધણીનો અર્થ સ્વામિ અને સ્વામિનો અર્થ ધણી, જે સ્વામિનો અર્થે પોતાનો પતિ, તે ઘણાં સ્વામિની સેવા કરી, પણ તેં તારા ખરા સ્વામીની સેવાં કર્યા વગર પવિત્ર શી રીતે થાય. માટે તું અજ્ઞાનથી ભુલી પડી છું, માટે ઘેર જઇ આજથી તું તારા સ્વામી ( ધણી ) પતિની પ્રેમપુર્વક સેવા કર, બાઈ કહે છે કે, મારા સ્વામી તો મારાથી રીસાઇ મને મુકીને નાશી ગયા છે. માટે હું કોની સેવા કરૂં તેનો રસ્તો બતાવી મને કૃતાર્થ કરશોજી.

મહાત્માએ કહ્યું કે, તારે ઘેર જે પીંજરામાં પોપટ છે, એ પોપટ બહું હોંશીઆર છે, તે પોપટને કાલે સવારે લઇને

તું અહી મારી પાસે આવજે, તે પોપટને હું શાન બતાવીશ એટલે એ પોપટ, તને તારો પતિ જ્યાં હશે ત્યાં લઈ જશે. પણ તુ પોપટને લઇને આવે ત્યારે, તારા અંગ પર જે કીમતી વસ્રોઅને દાગીના પહેરેલા છે, તે કાઢી નાખી નાહી ધોઇ સાદા વસ્રો પહેરી, તુલસીની કંઠી પહેરી, કપાળમાં સૌભાગ્યનો ચાંલ્લો કરી, વૈષ્ણવનો સણુગાર ધારણ કરી, પોપટનું પીંજરૂ લઈ અહીં આવજે, કારણ કે વનવગડામાં તમારા સ્વામિનેસોધવા જવાનું છે. ત્યાં વગડામાં લુંટારાઓ તમને લુંટી લેશે, માટે નભોયાં થઈને આવજો, અને ભો બધો તમારા અંગ ઉપરથી, ઉતારીને ખાડામાં દાટી દેજો, આ સઘળું સાંભળી રજા લઇને ઘેર ગઇ, ને બીજે દિવસે સવારમાં સતીને શોભે તેવો, શણુગાર પહેરીને પોપટનું પાંજરૂં લીધું, પોતે ધર્મનો ચાંલ્લો કપાળમાં કરીને, ભકતાણીનો વેશ. ધારણ કરીને, ઘેરથી નીકળીને મહાત્મા પાસે આવી, ને ઊભી રહીને મહાત્માને નમસ્કાર કર્યા,મહાત્માએ કહ્યું કે, વાહ વાહ આજ તારા શણુગાર જોઈ હું બહુ આનંદ .પામ્યો છું, કેમકે નરસીંહ મ્હેતાના પીતાના શ્રાદ્ધ વખતે ભગવાન આવ્યા હતા તે વખતે તેમના વહુ ગંગાબાઈના કપાળે ભગવાને આડ કરી ત્યારે ગંગાબાઇનું સ્વરૂપ લક્ષ્મી રૂપે થયું, બધી મોહજાળ નીકળી ગઈ, અને બઈનુ સતીસ્વરૂપ થઇ ગયું, આટલું કહી પેલા પોપટને સાન બતાવીને કહ્યું કે, આ પોપટ જ્યાં લઇ જાય ત્યાં જજે તો ત્યાં તારા પતિનો મેળાપ થશે, પણ તુ મારી સમક્ષ એવી પ્રતિજ્ઞા કર કે, તું તારા જીવન પર્યંત આ પહેરેલા સતીના શણુગાર કાઢવા નહીં, અને મોહજાળ પહેરવી નહી, તો ભગવાન જરૂર તારે વશ થશે. તો તારા

જન્મ મરણનો ફેરો ટળી જશે, ને તારૂં નામ કાદમ્બરી છે તે આજથી મહાસતી કાદમ્બરી કહેવાશે. તો સતી કહે આપનું વચન મારા જીવન પર્યંત પાળીશ, ત્યાંથી નીશ્ચય કરી પોપટને લઇને કાદમ્બરી જાય છે, બે ત્રણ ગાઉ વગડામાં ગયાં ત્યારે એક ભીલના છાપરા પાસે, પોતાના પતિને ભીલડીની સાથે વ્રક્ષ નીચે બેઠેલા જોયા, એટલે વેગળી ઉભી રહીને પેલા પોપટના બ્હાને, પોતાના ધણીને નીચેનું ભજન ગાઇ સંભળાવે છે.

‘ સ્વામીના વચન પાળે તે સ્ત્રી સતી ” પતિને તારે છે અને પોતે તરે છે.

ભજન ( રાગ પ્રભાતીયાનો )

રામ ભજ તું પ્રાણીયા, ભવો ભવની ભાવટ ભાંગશે
તારી દેહનું સાર્થીક થશે રામ ભજ તું
પંખીડા તું જો વિચારી, કર્મ તારા લે સંભાળી
વાસના નઠારી તને, રૌ રા નરકે નાખશે રામ ભજ તું
મુંઢ તેં મતી વીસારી, મતી તેવી ગતી તારી
ઉડજે સંભાળી તારી, કાયા કંચનની થશે રામ ભજ તું
સ્વામીનો અર્થ એહી છે, પોતાના પતીને સેવતા
કાદમ્બરી સતી કહે, પતિવ્રત કરી તરી જાય છે. રામ ભજ તું

---

ઉપર પ્રમાણે ભજન ગાયું, તે ભજન અને તેના મુખના પવિત્ર જ્ઞાન, રૂપી શબ્દો સાંભળી તેના પતિનું મન લુબ્ધ થઇ ગયું, વિચાર કરવા લાગ્યો કે આ કોઇ સતી અને પતિવ્રતા જ્ઞાની બાઈ છે, માટે મને ઉભા રહેવાનું ઠેકાણું જડયું આવો વિચાર કરીને જ્યાં, કાદમ્બરી ભકતીના રૂપમાં ઉભો છે; તેના નજીક આવવા લાગ્યો, તેને આવતો જોઈ કાદમ્બરી

ત્યાંથી આગળ ચાલતી થાય છે, કાદમ્બરીના જ્ઞાનથી પેલી ભીલડીને પણ જ્ઞાન થયું કે, સ્વામીની સેવા કરે તે તરે, ત્યારે હું તો મારા સ્વામીને મુકીને અન્ય પુરૂષને સેવું છું, તે હું મહા પાપ કરૂં છું, આવું તેને ભાન થયું, એટલે તેણે પેલા કાદમ્બરીના પતિને છોડીને, પોતાના પતિની પ્રેમ ભાવે સેવા કરવા લાગી, હવે જેમ જેમ કાદમ્બરી આગળ ચાલતી જાય છે, તેમ તેમ તેનો ધણી તેની પાછળ ચાલ્યો જાય છે, ને બે એક ગાઉ શુધી ગયાં, એટલે કાદમ્બરી દેવી ઉભા રહયા ને પોતે પોતાના ધણીને, ઓળખ્યા છતાં અજાણી થઈને પુછે છે કે, તમે પુરૂષ થઈ અમે સ્રીની પાછળ કેમ આવો છો, કાંઇ રસ્તો ભુલ્યા કે કેમ, ત્યારે પોતે કહે કે હા રસ્તો તો એવો ભુલ્યો છું, કે મારી ઉમ્મર વીતી ગઇ છતાં રસ્તો જડતો નથી. વાસ્તે તમો દેવી રૂપ છો, તમો મને પ્રભુ અને મુકતીનો માર્ગ બતાવો તો, હું તે રસ્તે ચાલ્યો જાઉં, મારૂ મન કબુલ કરે છે કે, તમે પ્રભુનો રસ્તો જાણો છો અને બતાવશો, ત્યારે બાઈ કહે તમો મને ઓળખો છો, પુરૂષ કહે કે હું તમને ઓળખતો નથી, ત્યારે સ્રી કહે કે હું તમને ઓળખું છું, અને હું તમારી ધણીઆણી ( સ્રી ) અને મારૂં નામ કાદમ્બરી છે, ને હું તમને ખોળવા આવી છું, પુરૂષે ઉત્તર આપ્યો કે, મારી સ્રી તો આસુર્ય મોહમાયામાં અને દરદાગીના ફેસીન વીગેરે, માયામાં અણી લુબ્ધ છે. ને તમો તો દેવી સ્વરૂપ છો, તમારા ચહેરા ઉપર બ્રહ્મ તેજ છે, ને મારી ધણીઆણીને તમારામાં તો આસમાન જમીનનો ફેર છે. મારી સ્રી તો મને તીરસ્કાર કરતી ને પજ-વતી હતી. ને તમે તો દેવી રૂપ છો, એટલે મને કાંઇ નિશ્ચય

થતો નથી, ત્યારે કાદમ્બરીએ જવાબ આપ્યો કે, દર દાગીના ફેશનથી ભરપુર, પહેરતી તમને તિરસ્કાર કરતી, પજવનારી તે હું પોતે જ હતી, તમારે દેવું થએલું તે દેવું, આપવા માટે તમોએ દાગીના માગ્યા અને તે ના આપ્યા તે હું પોતેજ, અને તેથી તમો કંટાળી ચાલ્યા ગયા, અને તે પછી તમારી શોધની ચીન્તામાં ને ચીન્તામાં, બે ચાર માસ મંદીરોમાં કથાઓમાં, અનેક સ્થળે આથડી રખડી ને અંતે, એક પવિત્ર સંત મહાત્માના ભજનમાં ગઇ, અને તેમના મુખના પવિત્ર શબ્દનું કર્ણે સાંભળી પાન કર્યું તેના પ્રતાપે મને આ ભકતી રૂપી સત્ય વસ્તુ પ્રાપ્ત થઈ, ને આપનો મેળાપ થયો, તે બધો આપનોજ પ્રતાપ છે,

આ પ્રમાણે વાત સાંભળી એટલે, તેના પતીને ખાત્રી થઇ કે, જે બગડે છે તેજ સુધરે છે, ને તેજ મને સુધારવા તારવા બચાવવા આવી છે, ધન છે તારી જનેતાની કુખને તે, બન્નેને એક બીજાની ઓળખાણ થયા પછી, ધણી ધણી-આણીયે સાથે જંગલમાં મુકામ કર્યો, ને પછી થોડો વખત વિત્યાબાદ વસ્તીમાં ગલીએ ગલીએ, અને શેરીએ શેરીએ જ્ઞાનરૂપી પ્રેમનો પ્યાલો, પીવરાવવા ફરે છે, અને અનંત સ્ત્રી પુરૂષને તારે છે, અને તે તરે છે, અને ગહાસતી કાદમ્બરી સર્વને જેશ્રીકૃષ્ણ કરે છે તેમ તેમનું જગતમાં અમર નામ રહ્યું છે. તાતપરીય એકે આપ સર્વે ભકિતભાવ કરો ને આતમારામને ઓળખો તો મુકતી મનને મળે મુવા પછી મનને મુકતી મળતી નથી.

## ભાગ ત્રીજો સમાપ્ત.

શ્રી રણછોડરાયની જય.

# નૌધા ભક્તિ પ્રેમ રસ.



## ભાગ ચોથો.

( સાખી )

ભજન કરે વાંડુ સાતપાંચ, જ્ઞાન કઠે વાંહ દોઇ
ધ્યાન ધરે વાંહ એકીલા, ઓર દુજા નહિ કોઇ.



## પતિવૃતા સતી કહે છે.



### ભજન ૮૩ મું.



( રાગ—ગઝલ કવાલી )

અમે આ દેહ ધારી છે—હમારા કંથને માટે
વળી માયા વધારી છે—હમારા કંથને માટે—૧
સોનું ચાંદી તજી દઇને—તુલશીની માળા પહેરી છે,
રમત સર્વે વીસારી છે—હમારા કંથને માટે—૨
અમે ચરખો ચલાવીસુ—સુતરતો ઘેર કાંતીશું
તેની ખાદી વણાવીશું—અમારા કંથને માટે ૩
રેશમ ફેસીન કાઢીને—ખાદીને ઉર ધારી છે,
ગર્વની ગાંઠ વાળી છે—હમારા કંથને માટે ૪

હુંકારા સાસુનાં આધા—નણુંદના બોલ સાંખ્યા છે.
ખુશાલી ઉર ધારી છે—હમાંરા કંથને માંટે—૫
પતિની સેવા તો સાચી—ભજી રણછોડ થઇ રાજી
અનીતિ તો અકારી છે—હમારા કંથને માટે—૬
કહે તે કંથ કરવાના—પતિને દેવ ગણવાના,
પ્રતિવ્રત માળ પહેરી છે—હમારા કંથને માટે—૭
પતિનું આંસુ પડે ત્યાં—હમારૂ શીર આપીશું,
ભક્તીના શરણમાં રહીશું—મુક્તી તો સેજમાં લઇશું. માટે—૮

---

## મીરાબાઈનું સિદ્ધાંત

### ભજન ૮૪ મું.

---

( મુખડાની માયા લાગીરે ) એ રાગ.

ખોટે રીઝુ નહી લગારીરે—હો માડી મારી
સાચુ કેમ દઉં વિસારીરે—હો માડી મારી
સંસારીનું સુખ શાનું, એ છે માયા કેરૂં બાનું,
તેને કેમ સાચું માનું રે—હો માડી મારી—ખોટે.
જન્મ મરણ દુઃખ મોટું, માયામાં લપટાવું ખોટું,
તે માયામાં નહી લોટુરે—હો માડી મારી—ખોટે.
સંસારીને મરવું ખરે, તેથી તો રંડાવું પડે,
રંડાપાનું દુઃખ નડેરે—હો માડી મારી—ખોટે
હાથ હરી હાથ માંહી, જેને કદી મરવું નાંહી
અખંડ હેવાતણ સાહીરે—હો માડી મારી—ખોટે.

---

## ભાવાર્થ નં. ૮૫ મું.

---

માતા—મીરાં તું તો છેક જ્ઞાનમાં ગળી ગઈ, પણ દુનીયાદારીનો કંઇ વીચાર કર્યો.

મીરાં—મારા લગ્ન ના કરે તેમાં દુનિયાને શું તમને ખોટું કહે.

માતા—દુનિયા કોઇથી જીતાણી છે, આંપણે દુનીયાને કહીએ ને દુનીયા આપંણને કહે.

મીરાં—દુનિયાને લાજે શું અવિચળ સુખ ખોઉં, જે આત્મા ગીરધર લાલજીને અર્પણ કર્યો છે, તે શું બીજાને અર્પણ કરૂં નાના તે કદાપી કાળે માતાજી બનશે નહી.

માતા—ત્યારે તું ખુશી થઈ કબુલ નહિજ કરે.

મીરાં—માતાજી વારે ઘડીએ શું પુછયા કરો છો એક વખતની પરણેત કન્યા, જો સતીજ, હશે ને પોતાનો પતિ દેવલોક પામ્યો હશે, તો વિધવાપણુ સુખેથી સહન કરશે, પણ બીજી વખત લગ્ન કરવાની સ્વપ્ને પણ ઇચ્છા કરશે નહિ, તો મારે માથે પરણેત પતિ શ્રી ગીરધરલાલજી જે જળમાં સ્થળમાં અનેક જીવો અનેક મનુષ્યો ના, ઘટ ઘટમાં વ્યાપી રહે છે, તેમ ગાજે છે, મારૂં મન નિશ્ચયથી વરી ચુકયું છે, તો બીજાના લગ્નની હા કેમ કહીશ, તેનો માતાજી વિચાર કરો.

---

## ભજન નં. ૮૬ મું.



( કેમ મહેતા તમારો બુદ્ધી ફરી ) એ રાગ.

શું ધર્મ સતીનો વીસરાવો, કેમ ખોટો દાબ કરો આવો;
પરણી ગીરધર સ્વામી સાથે, તે વીણુ કોઇનો નહી દાવો-શું.

જેછે જળ સ્થળનો વાશી, વળી ઘટ ઘટ વ્યાપક અવિનાશી;
થઇછું ચર્ણ કમળની દાસી. બસ એજ છે મારા અભીલાશી-શું.

ભકિતથી વશ તે તો થાયે, દર્શનથી દુખ સરવે જાયે;
પરણેત પતી કેમ તજાયે; વિસર્યો તેને કેમ વિસરાયે-શું.

---

## ભજન ૮૭ મું.

હો નેણા આગળ રહેજો મારી, હો નજરો આગળ રહેજો
રણછોડરાય મહારાજ, મ્હારા નેણા આગળ રહેજો,
હું છું તમારી એવું. મનમાં વીચારો વાલા
અલ્યા સારી સારી, શીખામણ અમને દેજો, રણછોડ

દુવારકા ધામને રે, મારગ જાતા વાલા
અલ્યા દહાડી, દહાડી, હો દર્શન અમને દેજો, રણછોડ
કેસરી ભુખ્યો કદીએ, ઘાસ ના ખાયે વાલા
અલ્યા ચતુર હોય તો ચીતમાં ચેતી લેજો, રણછોડ
બાઈ મીરાં કહે પ્રભુ, ગીરધરનાં ગુણવાલા
અલ્યા ચર્ણ કમળમાં દર્શન દેજો, રણછોડ

---

## ભજન ૮૮ મું.

કહેજો ધન્ય રણછોડજીને, ધન્ય છેરે લોલ,
કહેજો આવડાં કઠણ શા, મન છેરે લોલ. ટેક
મીન નીર વિના તો, જીવે નહીરે લોલ,
એવી રીતે પ્રીતિ તો, અમને થઈરે લોલ. કહેજો. ૧
મોહન મળવાને મન, અકળાય છેરે લોલ,
એ તો તન અમારૂં, ગણાય છે રે લોલ. કહેજો. ૨
સમ ખાઈ ને કહું છુ, મારા શ્યામનેરે લોલ,
મન વળગી રહયા છે, એના નામનેરે લોલ. કહેજો. ૩
એના રૂપના હૃદયમાં, બાણ છેરે લોલ.
તેણે વિંધ્યા હમારા, પ્રાણ છેરે લોલ, કહેજો. ૪
ઓધવ શુદ્ધ ગઈ છે, શરીરની રે લોલ,
લ્હેરો લાગી છે, રણછોડરાયનીરે લોલ કહેજો. ૫
ઓધવ આખુ ગોકુળીઉ, ગામ છેરે લોલ,
વહાલા વીના, વિશ્રામ છેરે લોલ કહેજો. ૬
કહેજો સ્વામી **નીરાંતનાને**, એટલુંરે લોલ,
તરત આવે ડાકોરમાં, તેટલું રે લોલ. કહેજો. ૭



## ભજન ૮૯ મું.

નહીંરે વિસારૂં હરી, અંતરમાંથી નહિરે વિસારૂ હરી
જળ જુમના નીર, ભરવારે જાતા
શીરપર મટુકી ધરી, હાંહાંરેવાલા—અંતરમાં ટેક
આવતાંને જાતા, મારગ વચે,

અમુલખ વસ્તુ જડી, હાં હાંરેવાલા—અંતરમાંથી
પીળા પીતાંબર, જરકસી જામા
કેશરી આડ કરી, હાં હાંરેવાલા—અંતરમાંથી
મોર મુગટને, કાનેરે કુંડળ
મુખપર મોરલીધરી, હાં હાંરેવાલા—અંતરમાંથી
બાઈ મીરા કહે પ્રભુ ગીરધરનાં ગુણ
વીઠલ વરને વરી, હાં હાંરેવાલા—અંતરમાંથી

---

## વચનની ગાંસડી વીષે

---

### ભજન ૯૦ મું.

ઉપાડી ગાંસડી વેઠનીરે, કેમ નાખી દેવાય,
એ છે શામળીયા શેઠની રે, કેમ નાખી દેવાય,
શેઠ છે આપણા દેશના રે, કેમ નાખી દેવાય—ટેક,
ઉની ઉની રેતડીમાં, પગ તપે છે,
લુ વાય છે, જેઠ માસની રે, કેમ નાખી ૧
કુટુંબ કબીલો એતો, લાડવાની માયા,
મુકી દે માથા કુટની રે, કેમ નાખી ૨
અણુવટ બોલવુ, ને અણુવટ ચાલવું,
સુરતા લાગી છે, ઠેઠા ઠેઠનીરે, કેમ નાખી ૩
બાઈમીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ,
ચરણુકમળ ચીત વેઠની રે, કેમ નાખી ૪

---

# વેપારીઓને સંદેશો.

## ભજન ૯૧ મું.

વેપારી કયારે પરવારશો. આ લોભ તારી કેડે પડયો છે;
દિનદિન ઘણા ધુંચાશો. હરિના ગુણ કયારે ગાશોરે. ટેક.
કમડે ઉંટ મળશે, પણ કમડીરે કયાં છે. શી રીતે માલ તારો ખપશે
આ લોભ તારી કેડે પડયો છે;
મીલોવાળા તો વૈશ્નવ કેવાય છે, કાપડમાં ચરબી વપરાય છે
આ લોભ તારી કેડે પડયો છે
સોનું ચાંદી તો હવે નથી ગમતા, હિરા મોતી ને કોણ લેશે
આ લોભ તારી કેડે પડયો છે.
ન્યાતોમાં વરા હવે બંધ થયા છે. ઘઉં ઘી સસ્તા વેચાશે.
આ લોભ તારી કેડે પડયો છે
ચૌદ ચોકડીનું રાજ રાવણનું, એને કાળે નાંખ્યા છે. કંપક કુટી,
આ લોભ તારી કેડે પડયો છે,
સમય વરતીને હવે તમે ચાલજો, નહિ તો ઘણા પસ્તાશો
આ લોભ તારી કેડે પડયો છે,
સત્યુગ આવ્યો હવે સસ્તુ વેચાશે. કલીયુગનો અંત હવે આવ્યો
આ લોભ તારી કેડે પડયો છે.
**નિર્લોભી** કહેતે નકકીરે માનજો. રાજા રણછોડનું રાજય ત્યારે પાશો
આ લોભ તારી કેડે પડયો છે..

---

## ભજન ૯૨મું.

સમજ્યા વીના નરનારી, દુઃખી થાય છે રે લોલ
તેથી મનુષ્ય અવતાર, એળે જાય છે રે લોલ

સણીયુ સુતર પવિત્ર, કહેવાય છે રે લોલ
દેશી પહેરે ખાવે ગાયે, સુખ થાય છે રે—સમજ્યા વીના.
જીવ કોસીટામાં રેશમ, જુવો થાય છે રે લોલ
રેશમ કાઢે ત્યારે જીવ, મરી જાય છે રે લોલ
જમવા બેસે ત્યારે, અબોટીયાં પેરાય છે રે લોલ
પરદેશ પૈસા જાય ને, પાપ ઉલટું થાય છે રે—સમજ્યા વીના
ગુચ્છા ફેશીન નર નારીઓ, ચાહ્ય છે રે લોલ
ઈંગ્રીશ કટીંગ કરાવા, સહુ જાય છે રે લોલ
ખોટા ખરચા દહાડે દહાડે, વધી જાય છે રે લોલ
સમજી સુતર પહેરો ખરચા, બચી જાય છે રે—સમજ્યા વીના.
સમજો ઉત્તમ મનુષ્ય, અવતાર છે રે લોલ
મોહમમતા પ્રપંચમાં, હારી જાય છે રે લોલ
સતના ઘરમાં હરિ ગુણ, ગવાય છે રે લોલ
**નિરલોભી** સંગે, દેવ જેવા થાય છે રે—સમજ્યા વીના.

---

## ભાવાર્થ ૯૩ મો.

અબોટીયા પહેરી પવીત્ર થયા એમ માને છે પણ કોટમાં જનોઇ સોની પાસે સુતરનીજ છે કેમ જાણો રેસમની પહેરતા નથી જો રેસમની જનોઈ પહેરતા હોતતો, રેસમ પવીત્ર માનત પણ.

(૧) હાલમાં કળજુગમાં અજાણ્યા લોકો, રેશમ અપવીત્રને પવિત્ર ગણે છે, રેશમના કપડાં બને છે, અને તે પહેરે છે અને રેશમ ઘણુંજ વપરાય છે, અને પૈસાના બમણા ખરચમાં મનુષ્ય ઉતરે છે.

(૨) પહેલાના વખતમાં ઘરડાઓ, જાડા કપડા અને ખાદી વીગેરે પહેરતા હતા, તે વખતે રેશમ પહેરવામાં સમજતા નહિ હતા, અને સંધ્યા સેવા વખતે સ્નાન કરી સણીયું, ધાબળાને પવિત્ર ગણી પહેરતા હતા. તે સર્વેને માહીતી છે, પણ મોહ અને રૂપમાં ફસાઈ રહ્યા છો, વીચાર કરીને જુઓ, પવીત્ર સુતર છે.

(૩) સેંતુરના ઝાડના પાના કોસીટાના, જીવ ખાય છે ત્યારે રેશમ બને છે, તેમ રેશમ કાઢતાં કોશીટા મૃત્યુ થાય છે, તો આ વાત જાણીએ છીએ, નજરે જોતાંજ રેશમ અપવિત્ર દેખાય છે.

(૪) ભાઇઓ મીત્રો, આપણા પૈસા પરદેશમાં જાય છે અને પાપ આપણા ઉપર ઉલટું થાય છે, જો રેશમ પહેરવું બંધ કરીએ તો કોશીટાના જીવ મૃત્યુ થતાં, જરૂર બંધ થશે. અને આપના ધનનો બચાવ થશે, અને પુન્યશાળી થશો અને જુઠ, અનિતીથી બચી જશો. અને પરમાત્માની ભકિત થશે, અને મુકિત મેળવશો.સહેલામાં સહેલું પવીત્ર શણ અને સુતર છે, બાકીતો મારા મનને બધુએ કહુતર છે, તો મીત્રો ! વીચાર કરી. ને જુઓ ધ્યાનમાં લો. અમલમાં મુકો અને પૈસાના ખરચથી બચો તોજ ભકતી થાય, ને મુકતી મલે છે.

---

## ભજન ૯૪ મું

અદેખાંને દેખીને, આઘા ખસીએરે લોલ
સદા દુર્જન લોકોથી, દૂર વસીએ રે લોલ
મોટપણમાંથી ધીરે ધીરે ખસીએરે લોલ—અદેખાંને.

પોતે બળે સામાને જુએ બાળતાંરે લોલ
સારૂં નરસું નજરે નહિ ભાળતાંરે લોલ
પોતે હાથે પોતાનું બીગાડતાંરે લોલ—અદેખાંને.
સ્વાર્થી પોતે બીજાને શીખાવતાંરે લોલ
નરકે પડે સામાને નીચ પાડતાંરે લોલ
એવા કુસંગે કદી, નવ ફસીએરે લોલ—અદેખાંને.
ઘરબાર છોડી બાવા, નવ થઈએરે લોલ
હરતાં ફરતાં હરિના, ગુણુ ગઇએરે લોલ
નિરલોભીનો સંગ, કરી ફરીએરે લોલ—અદેખાંને.



## ભજન ૯૫ મું

( રાગ ધોળ )

**મોહ ઉપજાવી રે, મોહન તારી મોરલી.**

વાગી વન વગડામાંય (૨) મોહ ઉપજાવી.
સાદ સુણી. અનુપમ સાંભળી
મન અટકયું છે તાંય (૨) મોહ ઉપજાવી.
આપે અધર, ધરીરે આનંદમાં,
ઉભા જુમનાની તીર (૨) મોહ ઉપજાવી.
જ્ઞાન સાંભળી, નૌતમ નાદમાં
ગાએ હળદર વીર (૨) મોહ ઉપજાવી
સખી ઘરનો, ધંધોરે ગમતો નથી.
જોવા રણુછોડરાય (૨) મોહ ઉપજાવી.
વેહ વ્યાકુલ થઇ, સ્થીરતા નહી.
હયડે થાય છે રૂધન (૨) મોહ ઉપજાવી.

સખી ચિત વિત, સરવે ચોરાઈ ગયું.
સ્થીર થયું છે શરીર (૨) મોહ ઉપજાવી.
અતી ભાવે, રણછોડજીને ભેટવા.
સખી નવરહે ધીર [૨] મોહ ઉપજાવી,
ધિકલાજ, કુટુંબકુળ લોકની,
ધીક સાસરૂ સંતાપ (૨) મોહ ઉપજાવી.
સ્વામી નીરાંતનો મલશે ત્યારે,
ટળશે તમનોરે તાપ (૨) મોહ ઉપજાવી.

---

## ભજન ૯૬ મું.

કાનુડા માજમ રાત. મોરલી નેરે સુણીરે
મોરલી, વાગી હોજી રે (૨)
બાઈ પેલા, જુમનાજીને ઘાટ. કાનુડા માજમ રાત ૧
પાણીડાં, ગ્યાંતાં હોજીરે (૨)
બાઇ પેલા, કેસરીયા તલાવ. કાનુડા. ૨
ઉઢણી ભરવી હોજીરે (૨)
બાઈ પેલી, આંબલીયાને ડાળ. કાનુડા. ૩
બેડીલાં મેલ્યાં હોજી રે (૨)
બાઇ પેલા, સરોવરીયાની પાર. કાનુડા. ૪
ચાલ્યો, ચાલ્યો હોજી રે (૨)
બાઇ પેલી સૈઅરોનો સાથ કાનુડા. ૫
પેર્યાં પેર્યાં હોજી રે [૨]
બાઈ મેં તો અવળાં સવળાં ચીર. કાનુડા. ૬
મેલ્યાં મેલ્યાં હોજી રે (૨)
બાઇ પેલાં, પારણીયામાં બાળ. કાનુડા. ૭

મળીયો મળીયો હોજી રે (૨)
બાઈ પેલા નરસૈયાનો નાથ કાનુડા. ૮
પુરી પુરી, હોજી રે (૨)
બાઈ મારા, મનડા કેરી આશ. કાનુડા, ૯

---

દોહરો.

પઢનેકી હદ સમજ હે, સમજકી હદ જ્ઞાન.
જ્ઞાનકી હદ હરિ નામ હે; એ સિધ્ધાંત ઉર આણ ૮
શબ્દ વિના સુરતા આંધળી, કહો કહાંકો જાય
ઘર ન પામે શબ્દકા, ફીર ફીર ભટકા ખાય. ૯
શબ્દકે મારે મર ગયે, શબ્દે છોડાયા રાજ;
જીન જીન શબ્દ વીવેકીઆ, તાકા શરીઆ કાજ. ૧૦

# સુરતાબઈની સગાઈની તૈયારીઓ

---

## ભજન ૯૭ મું, રાગ-ધોળ મંગળ ગીત

---

કાયા કંચન, નગર સોહામણુ,
માંહે મનસુઓ, સરદાર—અવસર આવો નહી મળે.
તેની સુરતા, પુત્રી મહા પરવીણ છે.
તેનો વેવાનો, કરવો વિચાર. અવસર ૧
મને કહ્યું રે, વિચારને વર્ણવી,
સારૂ ઘર વર, સોધીને કહાડો. અવસર ૨
ઉંચા કુળનો, અમર વર શોધજો,
હું તો માનું, તમારોરે પાડ, અવસર ૩

સારા સગપણુથી, સુખ પામીએ,
હેવા મનુષ્યા, જનમનોરે લ્હાવો. અવસર ૪
કહ્યું માનો તો કોટી કલ્યાણુ છે,
વિચારતાં, વહીરે જાશે દાવ. અવસર ૫
વાત વેવાની, સોંપી વીચારને,
મન તો બેઠું ઠરીનેરે ઠામ. અવસર ૬
દયાળદાશને આશા રે એટલી,
વરતો વરવા, રણુછોડરાય નામે, અવસર ૭

# સુરતાના સાસરીયાનો મુકામ

## ભજન ૯૮ મું. રાગ–ધોળ. ફેર. મંગળ ગીત.



વિચાર વીવેકને બેસાડી રે,
પછી વાત વીવાનીરે કહાડી રે. ૧
મનસુબાની પુત્રી કુંવારી રે,
વર વરવા છે વિશ્વ વિહારી રે. ૨
વીરા સમજુ તમો સૌ વાતે રે,
માટે ચાલોની. મ્હારી સાથે રે' ૩
આપણુ બેઉ જણુ, સાથે નીસરીએ રે;
સુરતા કન્યાના, વેવારે કરીએ રે. ૪
બન્ને વીરા તે, સાથે નીસરીઆ રે,
શાસ્ર શહેરમાં આવી ઉતરીઆ રે. ૫

આશા શહેરના, લોક ઠગારા રે,
શબ્દ બોલે છે, ન્યારા ન્યારા રે. ૬
કોઇ કહે, અડસઠ તીરથ ફરશે રે,
ત્યારે સુરતાને, હરિ વશ વરશે રે. ૭
કોઇ કહે હાડ, હિમાળે ગળશે રે,
ત્યારે સુરતાને, હરિવર મળશે રે. ૮
કોઇ કહે દેવ, દેહરાંને નમશે રે,
ત્યારે સુરતાને, હરિવર ગમશે રે. ૯
વિવેક વિચારને, એમ કહેછે રે;
તેમ કન્યા, કુંવારી રહેછે રે. ૧૦
કોઈ કહે જાવો, સતગુરૂજીને શરણે રે;
ત્યારે સુરતાને, હરિવર પરણે રે, ૧૧
ચાલો જઇએ, સત ગુરૂજીની પાસેરે,
એવું વચન, માન્યું દયાળદાસેરે. ૧૨

## સુરતાના લગ્નનો સમ્પ.

### ભજન ૯૯ મું. રાગ ધોળ [ ધનાશ્રી. ]

પ્રથમ નમુંરે ગુરૂ દેવનેરે, જેણે ટાળ્યા કર્મના કલેશ,
સુરતા પરણે આત્મારામનેરે, સુભ કન્યા છે બાળેરેવેશ.
અનુભવ વેવા આદર્યો—ટેક.
પ્રથમ પુત્રીએ સતસંગ કીધો, ને હૈયે હરખ અપાર,
અવિનાશી વર આદર્યારે, ત્યારે ઉપન્યો છે મનમાં વિચાર.
અનુભવ વેવા આદર્યો—શુભ કન્યા૦ ૧

ઉરમી ટળી અન દેવની, થઇ ઉત્તમ વરનીરે આશ;
શબ્દે સંદેશો આવી એમ કહયોરે, ભલા અલખ,
પતિ વરની આશ અનુભવ વેવા આદર્યો—શુભ કન્યા૦ ૨
એવું સાંભળતામાં સહીરે કર્યું, મ્હારે વરવું છે નટવર નામ
આરત થઈ ઉતાવળીરે, તજી શીતળ સંસારનું કામ.
અનુભવ વેવા આદર્યો—શુભ કન્યા૦ ૩
લક્ષ લગન નીરધારીઆરે, મળી માનુની મંગળ ગાય;
ગમતું મલ્યું રે ઘર ગેબનુંરે, ત્યાંતો દયાળ દાશ બળ જાય.
અનુભવ વેવા આદર્યો, શુભ કન્યા છે બાળેરે વેશ. ૪

## સુરતાના લગ્નની ગ્રહ શાન્તી.

### ભજન ૧૦૦મું. રાગ–ધોળ ફેર ગણેશ ગીત.



સંસેહ સાઠી શોધી ભરોનીર ઘાણુરે,
નીર સંસેહ વત થયો નેહ પરમાણુરે.
ગણેશ હું તો પરમેશ્વરને કહાવુરે,
રૂદીયાપુરમાં, પ્રેમ સહીત પધરાવોરે,
સમતા શીલરે, મંડપ રચીયા સારરે,
ચેતન્ય કીધી, ચોરી અવસ્થા ચારરે.
વિચાર વન્હી, ચોંપ કરીને ચેતાવોરે,
કરણી અત હું. તુ સહીત હોમાવોરે
સત વરતાવિ, શાંતીક બેઠા છે સારરે,
તમો ગુણ ત્યાગી, રાજસહીત અંહકારરે,

નેહ ધરીને બેઠા, નિરવંતી નારીરે,
શ્રીફળ શુક્ષ્મ લીંગ, વાસના બાળીરે;
શુક્ષ્મ વેદ; બ્રહ્માનંદ વખાણેરે,
એ અનુભવ, બ્રહ્મ વેદના જન જાણેરે,
અર્થ વિચારી, નેહ ધરો નીજ નામેરે,
દયાળદાશ કહે, અવિચળ પદને પામેરે.



## સુરતાને પ્રેમ પીઠી ને અવસર ગીત.



### ભજન ૧૦૧ મું. રાગ—ધોળ.



સખીરે અવસર, આવ્યો આનંદનો,
મ્હારે હૈડે તે, હરખ ન માયરે. અવસર ૧
જુઓ રામનું—નામ ઓળખાયરે
વેવા સરખો—અવસર સરવે જાણજો. અવસર ૨
શુભ સમો જાણીને-સાજન આદર્યો,
સરવે કરજો—હમારી હો સ્હાયરે. અવસર ૩
હું તો વિવેક, વિરાજીને વર્ણવું.
સુરતા બાઇનો—સોવડાવો વેવાઇરે. અવસર ૪
સૈયર સરવે—મલીને થાવો સાંતરા,
ભકિત વરધો—ભરાવી લાવો ઘેરરે, અવસર ૫
ગમ ગોત્ર-ભરાવો ગુરૂ જ્ઞાનના;
નારી નીરવરતી-માથે સોવડાવો અવસર ૬
રહેણી કહેણી, રોપાવો બન્ને ટોડલા,

તોરણુ નીશ્ચેનું, બાંધો નિરાધારરે અવસર ૭
વરઘો ભરી લાવોરે, ચિત્ત ચોકમાં
કુંભ ક્રોધ, ઉતારો અહંકારરે અવસર ૮
સુરતા બાઇને-બેસાડો પ્રેમ પાટલે,
વાના વસ્તુનો-કરવો વિચારરે. અવસર ૯
કર્મ કલંક—સરવે રે ઉતરી,
અનુભવ ઉજવળતા-પ્રગટી અપારરે અવસર ૧૦
હુંતો હરખે—ભુલીરે મ્હારૂં હુંપણું.
આન દેવની—મુકી સરવે આશારે, અવસર ૧૧
મારી ભુલ ભાંગીને—ભવનો ભય ગયો,
નીરભય નામ—વિચાર્યું દયાળદાશે અવસર ૧૨

---

# વરઘોડો

---

## ભજન ૧૦૨ મું. ઘોળ.

( કરીએ શ્રીકૃષ્ણ ઉપાસના ) રાહ.

---

ગુરૂગમ નગરીનો રાજીઓ,
ગુણુવંત ગુણુનો રે ભંડાર. (૨)
નીરગુણુ શીરગુણુમાં શોભીતાં;
વેદ ના પામે રે પાર, ગુરૂગમ. ટેક.
ઈશ્વર સ્વાંગી સાહીબો,
તન મન વાણીથી બાજ. (૨)

સુરત સોહાગણુનો નાવલો,
નામ ન વેશી મહારાજ. ગુરૂગમ. ૧

ગુરૂગમ ઘોડડે પીયુજી ચઢયા,
સતમત સજીયા શણુગાર, (૨)
નેહ કુમ નાંખો શીર શેહરો,
નીરખે નિરવંતી નાર. ગુરૂગમ. ૨

ચેતન ચૌદશ ચમર ઢળે,
નિરભય વાગે નીશાન, (૨)
અનુભવ ઉતારે આરતી,
ઉતમ અવસર પરિમાન, ગુરૂગમ. ૩

જુગતી મુગતીની વાટડી,
તતક્ષણુ ત્યાગી તે વાર, (૨)
ઓઘટ ઘાટે પીયુ આવીયા,
ગુરૂ મુખ બંદરને દ્વાર. (૨) ગુરૂગમ. ૪

પ્રીતી પુવેની જાણીને,
આપ્યો ઉતરવા ઠામ. (૨)
ખોલ્યુ ગુરૂગમનુ બારણુ,
વ્હાલે કીધો વિશ્રામ. ગુરૂગમ. ૫

શબ્દે સુરતારે નારીને,
તેડી પોતાની પાસ. (૨)
દયાળે દુરમતને દુર કરી,
આપ્યો અવીચળ વાસ. ગુરૂગમ. ૬



# સુરતાના લગ્નની સમાપ્તીનું ગીત.

## ભજન ૧૦૩ મું. રાગ ધોળ ફેર

આરે અવસરની હુંતો, જાઉં રે બલીહારી,
અચલ અનાદી ઘરનું, મહાસુખ પામી.
મારી વેળા વળી છે.—ટેક.

પુન્ય વર પામી નામે, નેહ બંધાયો,
જ્યારે જોઉં ત્યાં પોતે, પુરણાનંદ સ્વામી. મારી. ૧
પ્રીતમની પ્રીતે હું તો, થઇરે પનોતી,
પુર્વનાં સગપણ મેં તો, શોધીને લીધાં. મારી. ૩
હવે ના મેલુ હારનો, સાથ સાહેલી,
દુરમતી ટાળી દીલમાં, દરશન દીધાં, મારી. ૨
હરિવરને જોઇને મ્હારૂં, હૈયુ ઠર્યું છે,
વસ્તુ વીચારતા વાલમ, વાલેરા લાગે. મારી. ૪
અસત હેવાતણુ મારી, નજરે ના આવે,
મનડું મોહ્યું છે મ્હારૂ, સતને સોહાગે. મારી. ૫
નીરમલ થઇ છું રે હું તો, નામે વરીને,
ઠીક ઠરી છું ત્યાંથી, સુરતાના હાલે. મારી. ૬
મુક્ત મેહેલોમાં હું તો, વાસો વસી છુ,
ભવનો ભય ભાગ્યો જમનું, જોર ના ચાલે. મારી. ૭
અવીનાશી વરની હુંતો, થઈ રે પટરાણી,
શુન્ય શીખરની સેહેજે, મહાસુખ પામી મારી. ૮
દયાળદાસે ગાયો, સુરતાનો વેવા.
અનુભવી હોય તે લેજો, અનુભવમાં જાણી. મારી. ૯

# સુરતાની સાસરે વિદાયગીરી



## ભજન ૧૦૪ મું. રાગ—ધોળ ફેર ગીત.



એનો ઉપમા કહયો નવ જાય, સુરતારે ચાલ્યાં સાસરે—ટેક.
દયાળદાસે, સુરતાનો વેવા કર્યો,
તેનું સાવરીયુ કહું સાર— સુરતારે ચાલ્યાં૦
મન પિતા, સુરતાને રે વર્ણવે,
જાઓ સાસરીએ, પેહેરી શણગાર— સુરતારે ચાલ્યાં૦
સતચીદાનંદે, શણુગાર પહેરીયા,
ક્ષણુ એક ના, લાગી રે વાર— સુરતારે ચાલ્યા૦
મંછા માડીને, ચરણે નમ્યા,
મન પિતાને, કર્યો રે જુહાર— સુરતારે ચાલ્યા૦
વળાવા વિવેક, વિચાર કાકા આવીયા,
સતબુદ્ધિ શાંતિ, કાકીનો ઉપકાર— સુરતારે ચાલ્યા૦
વિશ્વાસ વીરોજી, સાથેરે આવીયા,
ભાભી ભકિત, નીંદે નરને નાર— સુરતારે ચાલ્યા૦
ભાવ મામોરે, તે પણુ આવીયા,
પ્રીતિ મામી સાથે રે અપાર— સુરતારે ચાલ્યા૦
રહેણી રથ માંડી, પ્રેમની ગાદિયો,
સુરતા બેઠી છોડી, લોકાં ચાર— સુરતારે ચાલ્યા૦
પિતા કહે પુત્રી, કલ્યાણુ કહાવજો,
સેવજો સ્વામીને, રહીત વીકાર— સુરતારે ચાલ્યા૦

સતગુરૂજી તો, આણુરે આવીયા,
શબ્દ સારથી, હાંકે નીરધાર— સુરતારે ચાલ્યા૦
સતસંગ, સાસરીયામાં ઉતર્યા,
મળ્યા નામ, સ્વામીને સુરતા નાર— સુરતારે ચાલ્યા૦
મળ્યા અરધ, ઉરધનારે મોહોલમાં,
ખેલ અરસ, પરસ પારાપાર— સુરતારે ચાલ્યા૦
સાવરીએ, સમાતીરે થઈ રહી,
ઢીંગલીએ, રમે નહીં લગાર— સુરતારે ચાલ્યા૦
કહે ધરમગીર, સતગુરૂ સુખ આપે,
નીરાલંબ પદ, બાવન બાહાર— સુરતારે ચાલ્યા૦

---

## ભજન નં. ૧૦૫

હાંરે તમો બધા, ભજનમાં આવો
હવે શા માટે શરમાવો
હારે એમાં લાજ, શરમને ખોવી
હાંરે કહેવાની, વાટ ના જોવી
હાંરે તમો સુણોને, સૌ લોક જણુ, કરોની ભજન
ભાવેરે મલ્યુતન—હાંરે ફરી મનુષ્ય, તન નહી પાવો
તમે શા માટે શરમાવો
હાંરે સુખ લેશ, નથી સંસારે
હાંરે મીથા મોહ માયા, સૌનેરે મારે
હાંરે નહી કરોને, કોઇથી સંવાદ—હરીને કરો સાદ
ભાવે કરી યાદ—હાંરે હવે, રણછોડરાયને રીઝાવો
તમે શા માટે શરમાવો

હાંરે જીવતાં, નથી કંઇ ઠરવાનું
હાંરે આખર તો, છે મરવાનું
હાંરે સૌ છોડીને મન ઠારૂં, દુઃખ કર ન્યારૂ
બનીને દાસ—હાંરે પ્રેમ ભાવે હરીને રીઝાવો
તમે શા માટે શરમાવો

હાંરે શાંતિનુ, એકજ બારૂ—
હાંરે રણુછોડરાય, ભજો તો સારૂ
હાંરે હવે સુણોને દીનાનાથ, ભગત કહેવાત
થોડી રહી રાત—હાંરે હવે, બધાં હરીજન થાઓ
તમે શા માટે શરમાવો

!:—:!

# ભાન અને અનીતી પાપ કર્મનો થતો બચાવો



## ભજન ૧૦૬ મું.



(જાવ જાવ કપટી કાનારે તારી સાથ કોણુ બોલે એ રાગ)
તમો અંતર પડદા ખોલોરે—જે બોલો રણુછોડ,
સતના ઘરમાં મન જોડોરે—જે બોલો ,,
પંચ પટેલ પરોપકાર કરશો, તો સંસારમાં સૌ તરશો.
ન્યાતોમાં વરા બંધ કરશોરે—જે બોલો
જે વરા ખરચ બહુ કરતા, તેને ઘેર લેણુદાર આવી અડતા
એને પાપ કરમ બહુ નડતાંરે—જે બોલો

લોકો જમવા કદી નહી આવે-ત્યારે વરો કરે તે કોણ ખાવે
ખોટા ખરચ્યાથી સૌ બચી જાવેરે—જે બોલો
ખાવુ એટલુ ખુસીથી રળવું-વરા ખરચ કદી નહી કરવું,
નારી રાંધીને ઘેર પેટ ભરવુંરે—જે બોલો
દેશી માલ ખરીદી લેજો, સગાવ્હાલાને શીખામણ દેજો,
એવા મતમાં નીસદીન રહેજોરે—જે બોલો
રામ નામના લાડુ કરી લેજો, સગાવ્હાલાને હવે જણ કેજો,
સઊ સુખી આનંદમાં રહેજોરે—જે બોલો
વીસ વરસે લગ્ન કરશે, તેને સારી કન્યા મળશે;
સંસારમાં સુખી થઇ તરશેરે —જે બોલો
વાત સુણો ભકિતની પ્રાણી-સૌ સ્વાર્થમાં લઈ જાય તાણી,
એક પ્રેમ ધરમ હ્યો માનીરે—જે બોલો
તમે સાચો સંગત કરજો, અંતરના દુઃખડા હરજો
**નીરલોભી**ની સંગે ફરજોરે—જે બોલો



## ભાવાર્થ [૧૦૭] મો.

(૧) આપણા પીત્રુ માતા મૃત્યુ થાય છે, તેમના કલ્યાણુને અર્થે પાછળ વરો ખરચ, વીગેરે કરી પીત્રુને અર્પણ કરીએ છીએ, પણ પીત્રુને પહોંચતું નથી. હું ખાઉં સામાનું પેટ ભરાય નહિ, તો જીવતા મનુષ્યને સામા સામી પહોંચતું નથી, તો મૃત્યુ પામેલાને તો શી રીતેજ પહોંચે. હાથે તે સાથે જીવતા નર કરે તેજ પાવે, મર્યા પછી રાખોડો.

[૨] મૃત્યુ થનાર માણસની પાછળ, ખરચ કરવાથી પુત્ર દેવાદાર થાય છે, અને ધન જાય છે, તો ફરીથી ધન

ચાહ્યું મેળવવા, અને દેવું આપવા જુઠ પ્રપંચ લોભ વીગેરે, પાપ કર્મમાં પડીએ છીએ, તો ઉલટા દોસીત થઇએ છીએ, તે વિષે વીચાર કરી ધ્યાનમાં લો.

[૩] ખોટા ખરચ વરા નહિજ કરવા જોઈએ, તો પાપ કર્મથી બચી જઇએ. ત્યારેજ સતના રસ્તે જવાય છે, પરમાત્માની ભકિત ભાવ થાય છે અને તેજ પુત્ર સપુત કહેવાય છે. ત્યારેજ તેની ઇકોતેર પેઢીઓ તરે છે; અને ઉદ્ધાર થાય છે, બાકી બીજુ બધું કરવું જાળું છે.

---

સાખી-જેમ જેમ છુટવા કરે, તેમ તેમ જીવ બમણો બંધાય,
આપ બળે છુટે નહિ, છોડે રણછોડરાય,
જીતેમા બાપ કુપાંણી નહી પાવે, મુવે માબાપકી કરે મીજબાની,
કહે કબીર મુજે હાસી આવે-કાગ ખાવે તેમા તારો બાપ શુંપાવે.

# સીદ્ધપુર શ્રાદ્ધનો ભાવાર્થ. ૧૦૮ મો.

**જીજ્ઞાસુનો પ્રશ્ન**—સીદ્ધપુરમાં જઇ શ્રાધ્ધ સરાવાથી આ જગત રૂપી શ્રાદ્ધ કરવું પડતું નથી, તેવું સાંભળી હું સીદ્ધપુર ગયો, એને શ્રાદ્ધ કરી આવ્યો, ગોરને ત્યાં જઇ પ્રથમ તો સરસ્વતીમાં મેં સ્નાન કર્યું, ને પીંડ મુકયા, એ પણ સરસ્વતીમાં થઇ સમુદ્રમાં મળશે, તેમજ બધી સરીતાઓ સમુદ્રમાં ભેગી થાય છે, તો પછી તાપી—સાબરમતી નર્મદાજી વીગેરે, સરીતાઓ સમુદ્રમાંજ મળે છે, તો પછી સીદ્ધપુર ગયાનું ફળ, મલે કે નહી તે મને કાંઈ સમજ પડતી નથી, અને ગોરે જબર જસ્તીથી, પૈસા મારી પાસેથી કનડીને વધારે લીધા, કહેવત છે કે તીરથે મુડાય, એ વાત સાચી,કે શાસ્ત્રમાં

લખ્યું છે, તે સાચું, એમાં મને કાંઇ સમજણ પડતી નથી, તો તેનો ખુલાસો સમજાવવા કૃપા કરશોજી.

**માહાત્મા શ્રીનો ઉત્તર**—વેદ શાસ્ત્રમાં લખેલું છે, તે બરાબર છે, પણ દુનીયાં અવળું સમજીને અજ્ઞાનમાં જ અથડાય છે, ને સીદ્ધપુરમાં જઇને સરસ્વતીમાં નાહીસ, તેથી માતા પિતાનું; શ્રાદ્ધ થઇ જશે, અને તરી જશે, એમ જાણી દેખાદેખી, ગાડરીયા પ્રવાહ મુજબ, સીદ્ધપુર જાય છે, ને સરસ્વતીમાં ડુબકી મારે, ને ઘેર આવે છે, ને ઘેર આવ્યા કે, હતા એવાને એવાજ, જો એમ સીદ્ધપુર ગયે, અને નાહયે, માતા તરી જાય તો, પછી, સીદ્ધપુરમાં રહે છે, તે તમામનાં પીત્રુઓ તરી જાય, ના, ના પણ આત્મ-જ્ઞાંનનો ખુલાસો; ને તેનો ખરે ખરો અર્થ, તો આ છે કે, સરસ્વતી એટલે વિદ્યાદેવી જ્ઞાન પ્રાપ્ત કરવું, જ્ઞાન એટલે સમજણ પ્રેમભાવ પૂર્વક, જે પુત્ર ભકિત કરે છે, તો તે સીદ્ધ થાય છે, (એટલે પવિત્ર) અને પોતે તરે છે; ને અનેકને તારે છે, અને માતાની કુખ ઉજવળતા થાય છે. તેથી માતૃ શ્રાદ્ધ પુરણ થાય છે, ફરી આ જગતમાં તેને ભકિત સીવાય કાંઇ પણ, કરવાનું રહેતું નથી, બાકીનાને દર વર્ષે ઘેર બેઠાં પોતાના કુળ ઘોર પાસે, પીંડ, શ્રાદ્ધ તર્પણ થાય છે, તો પછી તેને સીદ્ધપુર જવાનું, કારણ રહેતું નથી. અને જ્ઞાની ઘેર બેઠા જ્ઞાન ગંગા તીર્થ માની લે છે, અણ સમજુ અજ્ઞાની ઠેર ઠેર અથડાવા જાય છે.

——०——

# ( જાત્રા તીર્થ વીશે. )

## ભજન ૧૦૯ મું.

એવો અભાગી કોણ છે રે—જેને ભજન ના ભાવે
ભુમીનો ભાર ઉઠાવે રે—જેને ભજન ના ભાવે
સંત બ્રાહ્મણ ધારે તો-જગત ને તારે,લોભીયા ડુબેને ડુબાવેરે—જેને
જ્ઞાન ગંગામાં, હરીજન નાવે-પાણી વાળો ગોથા. ખાવેરે—જેને
આત્મા ચીનો તો,મુકતીરે થાય છે-ભણેલા બહુ, ભટકાય છેરે ,,
મુખ વાણીમાં;ગીતા ગવાય છે, પોથા તે થોથા કહેવાય છે રે ,,
આતમા વીશ્વનાથ, કાયા કાસીમાં-બનારસ જઇને, મુડાંય છે રે ,,
જ્ઞાનગંગા વહે, હરી દ્વારમાં-મુખ છોડી બીજે ગામ જાય છે રે,,
મુકિતનો દ્વાર તો. ઉત્તર ખંડમાં-પહાડોમા જઇ અથડાય છે રે,,
વાણી વંદ્રાવન, જ્ઞાન ગોકુળમાં-મન મથુરામાં, જાય છે રે ,,
સરસ્વતી તો વીદ્યા, કહેવાય છે-સીદ્ધપુર ખાલી, જાય છે રે,,
જ્ઞાન ગયામાં પીતૃ સેવા થાય છે—ગયાજી નકામાં, જાય છેરે ,,
લક્ષ્મીરેહાસગાય મુખમોરલીમાં,હંકોતેરપેઢી તરી જાયછેરે જેને

---

## ગયા શ્રાધનો ભાવાર્થ ૧૧૦ મો.

જીજ્ઞાસુનો પ્રશ્ન—ગયા શ્રાધ પિત્રુઓના થાય છે. તો હું પિત્રુનું શ્રાધ કરવાં ગયાજી ગયો, કે મારે આ જગતમાં ફરી શ્રાધ કરવું ના પડે; ત્યાં હું જઇ સ્ટેશનપર ઉતર્યો; તો ગોરના ગુમાસ્તાઓ સ્ટેશનપર, ચોપડા લઈને આવ્યા હતા; તેમણે અમને કહ્યું કે ચાલો; અમે તમારા ગોર છીએ માટે અમારા ત્યાં ઉતરો; અમારે

બીજે ઉતરવાનું સ્થળ; નહિ હોવાથી; હું તેની સાથે તેમની ધર્મશાળામાં ગયો. ત્યાં મને ઉતારો આપ્યો, એતો ગોરનો ગુમાસ્તો હતો, પણ ગોર તો સાંજના પાંચેક; વાગ્યાના સુમારે, પોતાના ઘેરથી ચાર ઘોડાની ગાડીમાં બેસીને આવ્યા; ને કેટલાક તો હાથી ઉપર બેસીને પણ આવે છે, આવીને પોતાના બંગલામાં બેઠા, ત્યાં અમે જોયું તો સાયબીનો પારજ નહિ; શું વર્ણવું; રાજા કરતાં પણ અધિક સાયબી જોઈ, ગોર ને ગુમાસ્તા બહુ હતા, તેજ દિવસે અનેક ગુમાસ્તા પૈકીથી; એક ગુમાસ્તો અમને સોંપ્યો કે આ તમારા પિતાનું શ્રાધ્ધ સરાવશે. બીજે દીવસે શ્રાધ્ધ સરાવવા માટે, જ્યાં ત્રણ નદીયો ભેગી થાય છે, તે ત્રીવેણીના ઘાટઉપર સ્નાન કર્યું; પછી ગોરના મોકલેલા ગુમાસ્તાએ શ્રાદ્ધ કીયા; ચોખાના પીંડ વીગેર મુકાવી; લોચા વાર્યા તે શું મંત્ર બોલ્યો. તે કાંઈ મને સમજ પડી નહી; ને કહે કે હવે તમારા પીતાનું શ્રાદ્ધ પુર્ણ થઇ ગયું, ને હવે ફરી કોઈ ગોર પાસે તમારે ઘેર જઈ, શ્રાદ્ધ કરવા પણું રહ્યું નહિ; હવે ફકત ગોરની પાસે ભયો કરાવવાનો રહયો, વાસ્તે બીજે દીવસે, ગોરની પાસે ભયો કરાવવા ગયા, ત્યારે ગોરે રૂપીયા બસોની રકમ માગી, રકમ આપશો તોજ ભયો થશે. છેવટે ઓછી વધતી કરતાં રૂ, ૧૦૦ ) એ પતાવ્યું, ને ગોરને રૂપીયા ગણી આપ્યા; એટલે કંકુવાળા હાથ કરીને મારા બરડામાં થાપા માર્યા; ને કહ્યું કે તમારૂં કલ્યાણ થઇ ગયું; અને ગોરનું તરભાણું ભરાઇ ગયું; પણ મારા કલ્યાણ માંતો થાપા મારેલા તેથી, મારો બરડો દુઃખવા માંડયો; ને મારા મનનો કાંઇ પણ ખુલાશો થયો નહિ, વાસ્તે તેનો ખુલાસો શું હશે; તે જણાવવા કૃપા કરશોજી.

**મહાત્માશ્રીનો ઉતર**—એ બધું સમજ્યા વિનાનું અજ્ઞાન છે,ગયાજીના ગોર લોકનું; એ બધું સ્વાર્થનું ધતીંગ છે;–પરિણામ તો એ છે કે.પિતરૂને તારવા માટે કોઈના; દોકડે;વ્યાજના લાવી દેવાદાર થઈ, શ્રાધ કરવા ગયાજી જાય છે, પણ વિચાર કરો કે ત્યાંના ગોર લોકો, બહુજ ધનવાન થાય છે, અને અનેક પ્રકારના ભોગને; વૈભવો ભોગવે છે, તેમ નદીઓનાં જળ સરખાજ હોય છે, બધી નદીઓ સમુદ્રમાંજ પહોંચે છે, પણ નરસીંહ મહેતા; શ્રાધ કરવાને પિતરૂને તારવા; ભકિત-કરવા ગયા; એટલે જ્ઞાન; ત્રીવેણી [એટલે] બ્રહ્મા; વિષ્ણું, મહેશ્વર, તાત્પર્ય એ કે, દરેક માણસે જ્ઞાન પ્રાપ્ત કરી, ત્રીવેણી સ્નાન કરી, જ્ઞાન એટલે ભગવાનની શ્રદ્ધા ભક્તિથી સમરણ કરી; ભગવાનને જ્ઞાન દ્રષ્ટીથી ઓળખવા; પછી તેમની સમક્ષ વચન રૂપી પીંડ; અર્પણ કરવા; કે હે ભગવાન, મારા જીવંન અંત સુધી; નિશ્ચથી ભકિત કરીશ એવી અરજી કરવી; આથી પોતાની અનેક પેઢીઓ તરે છે; નરસીંહ મહેતા પુત્ર સપુત્ત હોવાથી; ભકિત કરી તો ભગવાને તેમની ઇકોતેર પેઢીનો ઉધ્ધાર કર્યો, માટે તમો આવી રીતે ગયા; ત્રીવેણીમાં સ્નાન કરશો ને ભગવાનની ભકિત કરશો, તો જરૂર તમારી ઇકોતેર પેઢીઓ તરશે; આત્મજ્ઞાનનો ખરો સાર આ છે, બાકી બધુએ અથડાવાનુ જ છે, તમામ ગ્રંથમાં ભકિત ઉત્તમ છે, ને વાણી શબ્દ વડેજ ભકિત થાય છે, ઘણા હરિજનો દાસા ભકિતથીજ તર્યા છે. પણ જે ના સમજ્યા તે ગયાજી અથડાઈને અંતે મરે છે. ને કંઈજ પામતા નથી.

---

# કબીરદાસનો સાખીનો ભાવાર્થ ૧૧૧ મો

## સાખી.

સાધુ સંતનો ધર્મ હું. પેટ જેટલી વેઠ
જે કોઇ રામ ધન લુંટતા, તે જીવ પહોંચે ઠેઠ

**મતલબ**—જન સમાજ મુકતીની આશાએ તીરથ યાત્રા કરે છે. અને આવા તીરથના અસ્થાનો, ધરમી ગ્રંથોમાં પરવતની ટોચ ઉપર આવેલા છે, એમ દરસાવેલુ છે, અને તેથી પરવત ઉપર ચઢવાનો શ્રમ લઇ તીર્થ પુર્ણ કરવું એમ માને છે, તેમ ઘણા લોક ગંગા જુમના આદી પવીત્ર જળને, તીરથ રૂપમાંની તેમાં સ્નાન કરી, મનને શાન્ત સીતલ કરે છે, અને ગણાતો મુકતીની આસાએ, ઘણા તીરથ કરે છે. આ તમામ બાબતો, લક્ષમાં લઈને, તેમજ સાધુનું મહાત્મ વધારવા, અને દ્રઢ ભુત કરવાના, ઉપદેસો છે.

આથી કબીરદાસ એમ કહે છે કે, હુ મારા રામના માટે પર્વતે પર્વતે ફર્યો, પરંતુ રામનુ દરશન થયુ નહી, હવે તો રામના જેવા સાચા, નીરલોભી, સાધુ, પુરૂષ મળે તો સર્વ કાર્યની સીદ્ધી થાય.

**ભાવાર્થ**—પાણી તીરથનું પવીત્ર, તે કાંઇ સીતળ નથી; તેમજ હેમ સુવર્ણ ધન હોઈ તે પણ સીતળ નથી; કેટલાક લોભીને સ્વારથી લોકો, પૈસાનેજ પરધન માને છે, કે જો આપણી પાસે પુષ્કળ, ધન હોય, તો શાન્તી થાય તેવુ સમજવું ઘણીજ ભુલ છે, તેથી કબીરદાસ કહે છે કે, જે નીર લોભી ખરા પારખ ભોમીયે; પામેલા સંત જન રામ સ્નેહી છે તેજ સીતળ છે, કરોડો તીરથ કરોને, કરોડો તીરથના ધામમાં ફરો, પરંતુ જ્યાં સુધી; ખરા સંત સાધુનુ, સેવન કરેલુ નથી ત્યાં સુધી એકે કાર્ય સરે નહિજ.

મન ચંગાતો ઘેર બેઠા ગંગા; અડસઠ તીરથ ખરા સંતોના શરણુમાંજ છે. ને તે કોઇ વીરલાજ હોય છે.

આ સ્થળે પુન કેવાની જરૂર એ છે કે; કબીરદાસે આજ કાલના લે ભાગુ, સાધુના માટે આ યુકતી કરી; મહંતા દરશાવેલી નથી, પરંતુ નીરલોભી સાધુ; માહ પારખ ભુમીએ પહોંચેલા છે. તેવાજ સાધુ પુરૂષના માટે; આ અંગ લખેલુ છે, ભકત આધીન ભગવાન છે. એમ માનવામાં આપને વિશ્વાસની ખાસ જરૂર છે; કારણુકે મનુષ્યને અમુક કારણુના અંગે; સંપુર્ણ વિશ્વાસ હોય, તોજ તે કાર્યનું ફળ મનો વાંછીત મળે છે; અને તે મોક્ષ પદ પામે છે.

**સાખી**—ચીંતા ન કરૂં અચીત હું, દેણેવાળા સમરથ;
પશુ પંખી જંતુ જીવ હે, તીનકી ગાંઠે ના ગર્થ

**મતલબ**—સત પુરૂષે ચીંતા નહી કરતા; વીસવાસે રહેવુ જોઇએ; કારણુ કે પરમાત્મા આપનાર સમર્થ છે.

દ્રષ્ટાંત—પશુ—પક્ષી—જીવજંતુ આદી પાસે; દ્રવ્ય ગાંઠે કયાં બાંધેલું છે, તેમની પાસે પૈસા નથી; છતાં પણુ તે બાળ બચ્ચાને; ચેન આપી પોતાનું પોષાણુ કરે છે, તો પછી મારે શા માટે; ચીંતા કરવી જોઇએ; આથી સાધુ માટે ઉચીત કહે છે કે—

**સાખી**—હરી જન ગાંઠેના બાંધીએ. પોષાણુ જેટલું લેઈ;
આગે પીછે હરી ખડાઃ જબ માગે તબ દેઈ;

**મતલબ**—હરી જન સાધુ તમે કંઈ; ગાંઠે બાંધશો નહી, માત્ર ઉદર પોષાણુ જેટલુજ; ગ્રહણુ કરજો; કારણુ કે તમારા આગળ પાછળ, હરી ઉભેલાજ છે, તો જારે માંગશો તારે તે આપસેજ; એ દ્રઢ વીસ્વાસે રહેતેજ ખરા સાધુ

તાગે તેની આગે.

સત ગુરૂ એસા ચાહીએ. ભગતીમે લવલીન,
ખાવે ગાવે હરી કીરતન; મોહમાયાસે રહે ભીન

**સાખી**–કબીર વેશ અતીતકા, કીર્તી કરે અપરાધ
ઉપરથી દીસે સાધુમતી; માંહે બડા અસાધ

**ભાવાર્થ**—પરમારથ કરવો જોઈએ, તેમ પરમારથ કરવા ઘણા મનુષ્યોની ઇચ્છા પણ રહે છે; ને પરમારથ કરે છે, છતાં એ પણ પરમ સુખ મળતું નથી, તેથી એમ માને છે કે અમે કાંઈક ભુલીએ છીએ, એમ માની બીજી અનેક, પ્રવૃતીઓ કરવા મંડી જાય છે, એક મુકી બીજુ, ને બીજુ મુકી ત્રીજુ, આવી રીતે ઉપવાસ તીર્થ, યાત્રાઓનું પર્યટન; સાધુ સંતોના દર્શન, તથા કીર્તન મર્યાદા ધર્મ વીગેરે, અનેક વૃતો કરે છે, છતાં તેઓનું કાંઇ કલ્યાણ થતું નથી. માટે આત્મજ્ઞાન વીના અંધારૂં છે, તે વીશે અખા ભગતે કહેલું ભજન.

## ભજન ૧૧૨ મુ.

તીલક કરતાં ત્રેપત વહયાં; જપમાળનાં નાકાં ગયાં;
તીરથ ફરી ફરી થાકયા ચર્ણ; તોય ન પહોંચ્યા હરિને શર્ણ
કથા સુણીને પુટયા કાન, તો ન આવ્યું બ્રહ્મજ્ઞાન;
એક મુરખને એવી ટેવ; પથર એટલા પુજે દેવ
પાણી દેખી કરે સ્નાન, તુલસી દેખી તોડે પાન.
એતો અખા બહુ ઉતપાત, ઘણાં પરમેશ્વર એ કયાંની વાત
જોજો રે મ્હોટાના બોલ; ઉજજડ ખેડે વાગ્યો ઢોલ;
અંધે અંધ અંધારે મળ્યા. જેમ તલમાં કોદરા ભર્યા
ઘેંસની કદી ના થાય ધાણી; કહે અખો એ વાતો જાણી.
આંધળા સસરાને સણગટ વહુ, કથા સુણવા ચાલ્યું સહુ;

કહ્યું કાંઇ ને સમજ્યા કશું; આંખનુ કાજળ ગાલે ઘસ્યું
ઉંડો કુવો ને ફાટી બોખ; શીખ્યું સાંભળ્યું સર્વે ફોક
બળદની કેમ થાશે ગાય; મુરખ મિથ્યા કરે ઉપાય;
જ્ઞાન વિના તે સાધન એવાં; અખા તેમાં ન લેવા દેવા

આ ઉપરથી ભકિત માર્ગજ સીદ્ધ થાય છે; વેદ આદી ગ્રંથોમાં પ્રેમ લક્ષણા ભકિતનેજ શ્રેષ્ટ માની છે,. અને કરવાથીમુકિત પ્રાપ્ત થાય છે અને આત્મા ઓળખાય છે; તો જન્મ મરણ ટળે છે.

## સાખી

સરોવરમાં હંસા બોતહે, હંસા ને સરોવર છે એક
મારે મન પ્રભુ એક હો, તમારે મન છે અનેક

મુખ વાણી એ કર્યા ચાર વેદ, તે વાણી ભાંખ્યા સઘળા ગ્રંથ
અઢાર પુરાણ વાણી વદે, વાણીથી નવા નવા પંથ
પોથાતો થોથા ભયે, ચાર વેદ ભણ્યા તે માયાના મજુર
કેણીતો ગારા કરે, પણ રેણીકા ઘર હે દુર
કણુલી ભકિત જુનાગઢમાં, ઉદરથી આવ્યો બહાર.
કુટુંબ કબીલામાં ભુલો પડયો. તેનો એળે ગયો અવતાર.

## ભાગ ચોથો સમાપ્ત.

શ્રી રણછોડરાયની જય.

# નૌધાભકિતપ્રેમરસ.



## ભાગ ૫ મો.

## મન ચંગા જ્ઞાન ગંગા ઘેર તીરથ, રેલ ખર્ચ થતો બચાવો.

### ભજન ૧૧૩ મું.

(જાવ જાવ કપટી કાનારે તમ સાથ કોણ બોલે એ રાગ)

કોઇ રણછોડરાયને ગાઇરે, તે મુકતી જગમાં પાઇ
નરનારી પ્રભુ સેવા ચાહીરે—તે મુકતી જગમાં પાઈ.
વ્રજ ચોર્યાસી ચાર ધામ જાઈ, રેલ ખર્ચ કરીને અથડાઈ
પ્રભુ પદમા સુરા કોઇ જાઈરે— તે મુકતી
કાશી બનારસ ઘણાં જન જાઇ. ત્યાં ગંગાજીમાં નાહી
કોઈ જ્ઞાન ગંગામાં ગાઇરે—તે મુકતી
રામેશ્વર ઘણા લોક જાઈ, ગંગા લઇ જઇને ચઢાઇ
જ્ઞાન ગંગામાં રામ ખુશી થાઈ રે—તે મુકતી
ઘણા હરિદ્વારમાં જાઈ, પાણી પહાડોમાં અથડાઈ

મુખ હરી દુવારમાં ગાઇરે—તે મુક્તી
ગોકુળ મથુરા બહુ જાઈ, ત્યાં વીસરામ ઘાટ પર નાહિ
વાણી વૃંદ્રાવનમાં ગાઇરે—તે મુક્તી
લોક જગન્નાથજી જાઈ, ચોખાનો પરસાદ પાઇ
મન વચનનાં ચોખા થાઇરે—તે મુક્તી
ઘણા ગયાજી સીધપુર જાઈ, ઘેર બેઠા પીંડ મુકાઇ
ત્યારે કુળ ગોર ઘણા ખુશી થાઈ રે--તે મુક્તી
અડસઠ તીરથ ઘેર આઈ, માતપીતાની સેવા ચાહી
ત્યારે તીરથ પુરણ થાઇરે—તે મુક્તી
નૌધા ભક્તિ જો થાઈ, તે અમર ગુરૂને પાઇ
ત્યારે આતમ જ્ઞાન મીલ આઇરે—તે મુક્તી
લક્ષ્મીદાસ શરણે જાઈ, સુરતાને રામ ઓળખાઇ
હરીજનોનાં મન ખુશી થાઇરે—તે મુક્તી

## ભાવાર્થ ૧૧૪ મો.

(૧) અડસઠ તીરથ વ્રજ ચોરાસી, ચાર ધામ ફરવાથી મનુષ્યતરી જાય છે, એવું સાંભળી ગાડરીઓ પ્રભા, મુજબ ગણા હરીજનો દેખા દેખી રેલ ગાડીમાં. બેસી તીરથ અર્થે જાય છે. ગંગા જુમનામાં નાહાય છે; ગંગા નાહિ તો પણ, તુંબડીની કડવાસ ગઈ નહિ.

[૨] તીરથમાં રહેનારા, ગોર વીગેરે લોકો પૈસાવાળા થાય છે, અને એસ આરામ કરે છે. ને રેલ ગાડીવાળો. ધનવાન થાય છે. અને પૈસા પરદેશ જાય છે. તે વિચાર કરીને જુઓ. જાત્રા કે કપાત્રા, કાશી જવાથી અને ગંગા નહાવાથી, કલ્યાણ થતું હોય તો. તે શહેરમાં રહેનારા

અધાએ તરી જાત. ગયાજી અને સિદ્ધપુર પીંડ મુકવાથી; પિત્રુનો ઊદ્ધાર થતો હોત. તો. ગયાજી અને સિદ્ધપુરમાં રહેનારા તમામ લોકોના; પિત્રુઓનો ઊદ્ધાર થઇ જાત; પણ ત્યાંના ગોર ખુબ ધનવાન; અને મોટા પૈસાવાળા અને હાથી ઘોડે ચઢીને ફરે છે. જાત્રા જનારા લોકો પાછા ઘેર આવે છે. અને ધન લેવા ફરે છે; એનો વિચાર કરો એટલે ખરૂં શું છે તે સમજાશે.

(૩) અનેક જગાએ જવાથી અનેક ગોર કરવા પડે છે, તે માટે આપણો કુળ ગોર એક છે; તે આપણા લગ્ન કાર્ય પ્રસંગે; ઘેર બેઠા શ્રાદ્ધ પીંડ એવા, અનેક કર્મ હર વરસે કરાવે છે; તો અનેક દેશાવરના; ગોર સેવવા અથડાવુ તે કરતાં ઘેર બેઠા એક કુળ ગોરનેજ સેવવો સારો છે. અનેક ગોરને સેવવાથી પૈસા વધારે જોઈએ, તેથી જીવ દુખ માં પડે

(૪) વેદ શાસ્ત્રમાં લખ્યું છે કે; જાત્રાએ જવાથી કલ્યાણ થાય છે; તે વાત ખરી છે; પણ જાત્રા એટલે જાતે: ભક્તિ ભાવ કરવાથીજ તરાય છે; અને તેની પેઢીઓની પેઢીઓ તરે છે, વિચાર કરીને જુઓ, દરેક ભકતોએ; તેમ નરસિંહ મહેતા; તથા શ્રવણ ભગત જાત્રા ગયા; એટલે માતા પીતાની પ્રેમ ભાવથી; સેવા બજાવી; ત્યારે તેના અડસઠ તીરથ, પુરણ થયા; અને ઇકોતેર તરી અને પ્રેમ ભાવે ભકિત કરશે; તેની અનેક પેઢીઓનો ઊદ્ધાર થશે, ભકતોની કહેવત છે કે—પ્રેમને વશ થયા રાજી, તેમાં શું કરે પંડીત ને કાજી. સૌને જયશ્રીકૃષ્ણ.

## ભજન ૧૧૫ મું.

(રાગ—હંસની ચાલ)

કંઇના લહ્યું સારૂ, કર્તવ્ય મેં તો. કંઇના લહ્યું સારૂં. ટેક
પુન્ય કર્યાથી પાર ન આવે, દ્રવ્યનું ખોટારૂં કર્તવ્ય ૧
તીર્થ વ્રત, જપ કરી થાકયાં, તોયે મન ના ઠર્યું કર્તવ્ય. ૨
સેવારે પુજાને સાધન કરીયાં, વીધ વીધ કર વારૂં, કર્તવ્ય. ૩
ભણ્યું ભણાવ્યું ને, ઘણુંરે સાંભર્યું, તોયેના ટળ્યું અંધારૂં. કર્તવ્ય ૪
જોગ જગનને, શ્વાસ સમાધી, તોયે નાં થયું ઉજીયારૂં. કર્તવ્ય. ૫
અંત લગી, તોયે પડપંચ જાણ્યો, આપ રહ્યું ન્યારૂં. કર્તવ્ય ૬
ભકતની સંગત ગુરૂનુ સ્મરણ, મનથી ઉર ધારૂં. કર્તવ્ય. ૭
નીરાંતે બ્રહ્મજ્ઞાન થયાવીના મીથ્યા, જુગતી કરે તે જારૂં. કર્તવ્ય. ૮

---

## ભજન ૧૧૬ મું.

(રાગ ધોળ.)

મહિમા મોટો, હરિના નામનો,
વાણીના વાણીમાં નહિ આવે.
બ્રહ્મા સરખા, કોઈ કહી ના શકે,
નેતી નેતી, નીગમ ગાવે તો મહીમા મોટો
સાધન કરવા, કાંઇ ના સંભવે
જપ તપ કરણીથી છે ન્યારો,
જોગ સમાધી, કોઇ જાણે નહિ
એવું અગમથી અંધારૂં તો. મહીમા. ૨
કોઇ ના જાણે, એવું જાણવું,
સદગુરૂ ભજતાં, સુલભ થાશે.

બીજું કરવાનું કાંઇ ના મળે,
એવું અંતરમાં, ઓળખાશે તો. મહીમા ૩
અધમ ઓધારણુ, એવું નામ છે,
ભવ તરવાનું એ પણુ કહીએ
બીજો આરો, એકુ ના મળે,
વીસરશો નહિ, હરિવર હૈયે, તો મહીમા ૪
નરને નારી, સહુ કોઈ સાંભળો,
અવસર આવ્યો, દુર્લભ દાવે
નીરાંતે નીરખો, રણુછોડ રાયને,
હદ થઈ શું, કહીએ હવે તો મહીમા. ૫

## પુર્ણીમા વીષે ભજનસાર.

### ભજન ૧૧૭ મું.

( રાગ કાફી )

પુનમીયા જેને કહીએ રે, પુર્ણ નીમ જેણે રાખ્યો,
રણુછોડની સાથે પ્રીતી રે, અદ્વૈત પ્યાલો તેણે ચાખ્યો ટેક.
રણુ મુકાવે, તેને રણુછોડજી કહીએ; સતગુરૂ તેનું નામ,
જન્મ મરણુનો, સંશય મટાડે તો, વીશ વશાએ થયુ કામ
આતમારામ જાણ્યોરે, દ્વઇત ભાવ કાઢી નાખ્યો, પુનમીયા ૧
ગુરૂમતિ જળ સ્નાન કીધું, સાકર માખણુને પ્રેમ,

---

ભ. ૧૧૬ ટીપ—સતગુરૂ=પરમાત્મા. સુર્લભ=સ્હેલું, આરો કીનારો, અંતરમાં=હ્રદયમાં. દુર્લભદાવે=મુસીબતે, નીરાંત=નિવૃત્તિ. નીરખો=પરખો, હદ=છેડો.

સુરતા તુળશી, મારા વહાલાને ચઢાવીએ એવો રાખ્યો જેણેનેમ
ધન તો મળ્યું, જુનું રે, ગુણ ગાગેર દ્રવ્ય દાખ્યો. પુનમીયા ૨
દેહ દ્વારીકામાં, દીનોનાથ બીરાજે હરિ નામની છે છાપ.
સતગુરૂ દેવે કૃપા કરી ત્યારે, ટાળ્યા ત્રીવિધીના તાપ;
પાપ ગયું નાશી રે, હરી ગુરૂયે આપી જ્ઞાન આંખો, પુનમીયા ૩
સચરાચરમાં, હરિ દેખાડયા, જેમ જળમાં સુર,
વ્હાલા વિના કોઈ ઠામ નથી ઠાલો, જ્યાં જોઉં ત્યાં ભરપુર,
બાપુ નામ સાચુ રે, સતગુરૂ પ્રતાપે હરિ ઝાંખ્યો. પુનમીયા. ૪



## ભજન ૧૧૮ મું.

હાંરે હરિ વસે, હરિના જનમાં
હાંરે તમો શું કરસો જઇ વનમાં રે. ટેક.
ભેખ ધરીને તમો, શીદ ભટકો છો;
પ્રભુ નથી કોઇ અરણ્યમાં રે, હરિવસે. ૧
કાશી જાવો કે તમે, ગંગાજી નાવો,
પ્રભુ નથી પાણી પવનમાં રે હરિવસે ૨
જોગ કરોને તમે, જગન કરાવો,
પ્રભુ નથી હોમ હવનમાં રે, હરિવસે. ૩
બાઈ મીરાં કહે પ્રભુ, ગીરધર નાગર,
ભાવે જુવોને સૌ મનમાં રે. હરિવસે. ૪

---

## ભજન ૧૧૯ મું.

( કાફી ધીરાના પદનો રાગ )

પાણીનો ખેલ બનાવ્યોરે, એની તો કહીએ અકકલ ઘણી
સઉથી રમનારો રે, શોભા તો એના નામ તણી. ટેક.

ખરૂંએ પાણીને, ખોટુંએ પાણી, પાણી અફીણને ખાંડ,
એ પાણીથી, નર નારી બનાયા, એ પાણીના બ્રહ્માંડ,
પાણીનું બન્યું મોતી રે, પાણીની બની હીરાકણી પા. ૧
પાણીની અમુલ્ય, કાયા બનાવી હાડ ચામ લોહી માંસ,
પાણીનાં પશુ, પંખી બનાવ્યાં, પહાડ પથ્થરને ઘાસ,
પાણીના હાથી ઘોડારે, પાણીની સાલ કામરી બની, પા. ૨
પાણીના રે પચરંગ બનાવ્યા અનંત ભાતના અન્ન,
સૌથી ન્યારો, મારો વહાલો બિરાજે, તેને દેખીને થયો હંગ
સંગ કીધો તેનો રે, સત્તા તો આત્માની ઘણી પા. ૩
વાણી શબ્દથી અક્ષર, બ્રહ્મ નિપાવ્યાં; તેમુખડા છે નરનેનાર
ૐકારથી ત્રણ, ગુણ નિપજાવ્યા, એ અઠાવીસ નીરધાર,
ઓગણત્રીસમા; મહાવિષ્ણુ રે, ત્રિશમા બાપુ ગાઇ ભણે પા. ૪



## ભજન ૧૨૦ મું.

( કાફી ધીરાના પદનો રાગ )

નામ જેણે જાણ્યું રે, તે તો વેદ ચાર ભણ્યો,
ભેદ જેણે જાણ્યો રે, તે તો ખરો તરત બણ્યો. ટેક.
બત્રીસ આભુસણ, અંગે ધરે, નારી નાકવિના શો શણગાર;
કવિએ આપનું,આપ ન જાણ્યું, તેના જ્ઞાનથી કેમ કરી ઉતરે પાર
સાર ક્યાંથી મળશે રે, ભણ્યો પણ ગણ્યોરે નહિ. નામ. ૧
વંઝ્યા નારીને, સ્વપ્નુ આવ્યું, પુત્ર નથી એની પાસ,
એમ દેખા દેખી; ભજન કરે તેની કેમ પૂરી થાશે આશ
કોને બાપ કહેસે રે, વેશ્યાએ જે પુત્ર જણ્યો, નામ. ૨
નામ ગુણને રૂપનો નાશ, વળી ચોથુ પદ અવીનાશ,

ચોથા પદનો, જે ભેદ જાણે; તેને કહિયે હરિ તણા દાસ;
નાશ કરી કરમનો રે, સંશય એક પળમાં હણ્યો, નામ. ૩
ગરીબી રાખી, તમે ગુરૂજીને ચાહો, કરો શબ્દનો તોલ;
આપણ થકી જો, અદકા મળે તો. ધારણ કરજો તેનો બોલ,
નીરાંત સંગે બાપુરે, અનામી નામ. પોતે બન્યો, નામ. ૪

---

## ભજન ૧૨૧ મું.

( કાફી ધીરાના પદનો રાગ )

તારા કાજે કહું છું રે, મારે હવે શાની પડી
ગુરૂ ગમ લાધી રે, મને તો હવે પડી જડી; ટેક
તેમ અલ્યા તને કેમ મળશે; વિચારી જોને તારૂ મન,
તન વિષયી છે તારૂં અલ્યા, વહાલું લાગે ઘણું ધન;
અમે એ સહુ મુક્યું રે. દાળ ભાત જમવી કઢી, તારે
હું અથડાયો તે દુખ તારૂં જાણી. વદુ અમરત જેવા બોલ
વણીક હોય તો કાંટે ચઢાવો. કોનું વધે ઘણું તોલ.
નમે જેહ બાજુ રે. તેમ તમે જો જો અડી. તારે ૨
બ્રામણ હોય તો પુસ્તક જો જો. મારૂં કેવું છે સત્ય
તુલનાએ જો, લાગે ખરૂં તો, માનો મારી મત્ય.
ખરી વાત કહેવીરે, જાણુ નહી માયા મઢી. તારે. ૩
સુદ્રને તો આ, સીધી છે વાતો, નહી ગુંચવણનું નામ
ગાયકવાડ જો નામનો બાપુ, તો ક્ષત્રીનું થઈ ગયુ કામ,
પરમધામ પામ્યા રે, જ્ઞાન ગલી દીઠી વદી. તારે. ૪

---

ભ ૧૨૧ ટીપ—અમૃત—મીઠા વદુ—બોલું વણીક—અકકલ
કાંટો—ધ્યાન, સત્ય—સારો વીચાર—ક્ષત્રી—શુરવીર

## ભજન ૧૨૨ મું

( ગોકુળ વેલા પધાર જો રે એ–રાગ )

હરિજન હોય તે, હરિને ભજે રે,
પ્રભુ છે અકળ ગતિનો, સ્વામી હો લાલ; હરિજન. ટેક.
કોઇ ના જાણે રે, પ્રપંચમાં રે.
ઊદ્‌બુદ ઠાલી થયા. બહુ નામી હો લાલ. હરિજન ૧
જગતની જુદી બાજી જોઇને રે,
માયા વિણુ રહ્યા, મોહ પામી હો લાલ. હરિજન. ૨
આશા તૃષ્ણામાં, તન તાણીયું રે,
કાળે કુટાયા, બહુ કામી હો લાલ. હરિજન. ૩
પ્રેમે પરસેવાને, સેવતાંરે,
ભરમે ભુલ્યા, અંતરજામી હો લાલ. હરિજન. ૪
આતમ જ્ઞાની. કોઈ સંસારમાં રે,
નીરખો નીરાંતના .વિશ્રામી હો લાલ. હરિજન. ૫

---

## ભજન ૧૨૩ મું.

( રાગ ગરબીનો )

અનુભવીને એટલું કે, આનંદમાં રહેવું રે,
ભજવા રણુછોડરાયનેરે, બીજું કાંઇ ના કહેવું રે. અનુભવીને ટેક.
વેદ જોયા કીતાબ જોયા, સરવે જોઈને જોયું રે,
એક હરિના નામ વીના, બીજું સરવે ખોયુ રે. અનુભ. ૧
એક જાણ્યો જેણે આત્મા, તેને દુઃખ ના દેવું રે,
દુઃખ સુખ સર્વે આવી મળે તો, સહીને રહેવું રે. અનુભવી. ૧
જાપ તો અજંપા જપી, ત્રણુ લોકમાં તેવું રે;
મુળદાસ કહે અભીમાન મુકી,હરી ચરણે રહેવું રે.અનુભવી. ૩

કબીરદાસનુ સિદ્ધાન્ત

**દો**—મુંડ મુંઢાયે હરિ મિલે, સબ કોઇ લેહુ મુંડાય;
બાર બાર કે મૂંડને, ગેટા વૈકુંઠ જાય. ૧૩

મીત્રો મુંડ મુંડાવવાથીજ પરમાત્મા મળતા હોય તો, તમામ માથાં મુંડાવી લે, એમજ હોય તો દર વરસે, બે વખત ઘેટાંના શરીર ઉપરથી; ઉન ઉતારી લેવામાં આવે છે, તો પછી તે ઘેટું વૈકુંઠમાં ન જાય? મતલબ કેવળ, માથું મુંડાવવાથી વૈકુંઠ મળતું નથી. પરંતુ અંતઃકરણુજ ચોખ્ખું રાખવું જોઇએ, એજ અર્થ છે, કારણુ કેઃ—

**દો**—જેતા મીઠા બોલવા, તેતા સાધુ ન જાન;
પહલે થાક દિખાયકે, ઔર દેવે આન. ૧૪

મીત્રો જેટલા મધુભાષણુથી બુલાવે છે, તે કાંઇ તમામ સાધુ સમજવા નહિ. કારણકે તે તો પહેલા હાથ આપી, પાછળથી કાંઇ બીજું બતાવશે, ઉપરથી સાધુનો વેશ, ધારણુ કરેલો હોય, તેમજ જનસમાજને, પોતાના તરફ ખેંચવા માટે, મીઠાં મીઠાં વચનો બોલી, જેઓ વારંવાર ઉપદેશ આપ્યા કરે છે. તે તમામ સાધુજ છે, એમ કોઇ સમજતા નહિં. આવા લોકો તો, પ્રથમ અસત્ય ઉપદેશ આપી, ખરી રીતે પરમાત્માની ભકિતથી, વિમુખજ રાખે છે. માટે ઝવેરી રૂપે બનો.

---

## ભજન ૧૨૪ મું.

( રાગ—ગરબીનો )

શું કર્યું ગીતા ગાઇનેરે, તે શું કર્યું ગીતા ગાઈને. (ટેક)
પોથી વાંચીને, પરમારથ ના કીધો, પોતે રહ્યો છે, સ્વારથ સ્હાઇને રે. તે

પરને પરમોહને, આપ નારે શોધે, ધીક પડી પંડિતાઈને રે. તે.
ભાગવત ભાખે હેત, રૂહિયે નારાખે, ધનને કાજે મુઓ ધાઇને રે. તે.
જેમ ભુજંગને, માથે મણિ છે, તે તેજે જીવે જીવ ખાઇને રે. તે.
ભણ્યો ખરો પણ ભેદ નારે જાણ્યો,કુટુંબ પોષ્યું છે કમાઈને રે. તે.
મન રહ્યું મેલું તેને માજી શકયો નહી,ટાળ્યાં નહિ કર્મ કસાઇનેરેતે.
કહે પ્રીતમ પોતાને ડહાપણે; હરિ હીરો હાથેથી ગમાઇને રે તે.

---

भगवान उवाच ભગવાન બોલ્યા કે હે અર્જુન—

सर्व धर्मान् परित्यज्य मामेकम् शरणम् व्रज

ભાવાર્થ કે—હે અર્જુન તું બધા ધર્મને, તજી દઇને મને એકલાનેજ, શરણે આવ [પ્રેમ લક્ષણા ભક્તિ કર)

શપ્ત શ્લોકી ગીતા ( ૧૮ અધ્યાયનો પુરેપુરો સારાંસ)

## ભજન ૧૨૫ મું.

સપ્તશ્લોકી ગીતા ૧૮—અધ્યાયનો તાર

રાગ ચોપાઇ

ૐકાર તો એકાક્ષર બ્રહ્મ, યાકો જે કોઇ જાણે મર્મ;
અંતકાલ ઉચ્ચારણ કરે, સોહેજે પરમ ગતિ પરવરે;
મેરો મોક્ષપદ પાવે તેહ, પ્રીતમ બોહોર ધરે નહિ દેહ. ૧
સર્વેતણાં જે કાંઈ પદ પાણ્ય, સરવે શિરો લોચન મુખ વાંણ્ય;
સરવેતણાં શ્રુતિ મન ભયો, સર્વે વસ્તુમાં વ્યાપી રહયો;
મેરો રૂપ માને નિરધાર, પ્રીતમ પરમ તત્વ સોઇ સાર. ૨
જે સ્થાને મમ કિર્તિ હોય, સબ જગ હરખ પાવત હે સોય;
જાંહ મેરી મહિમા પ્રકાશ, રાક્ષસ ભૂત પ્રેત કો નાશ;
સર્વ સિદ્ધ સનકાદિક જેહ, મેરે ચરણ નમત હે તેહ. ૩
સો સ્વરૂપ મેરો સાક્ષાત, પ્રીતમ પરમ ગુંચ એ હે બાત;

પુરણ પુરૂષોતમ પ્રભુ જેહ, સરવે જીવકો કરતા તેહ,
સુક્ષમ પેં શુક્ષમ હે સહી, જાંહાં મનવાણી પોચે નહિ. ૪
આદિપે તેજ હજારો હોયે, પ્રીતમ પરી બ્રહ્મ કહીયે સોઈ;
ઉચે મૂલ નીચેહે; ડાલ, વેદ છંદ જાકે પત્ર વિશાલ;
એસા વૃક્ષ કુ જાને જેહ, સમય જ્ઞાની કહીયે તેહ. ૫
સો જ્ઞાની મેરો હે રૂપ, પ્રીતમ પુરૂશોત્તમ અનુપ;
પ્રાણી માત્ર કે હૃદયે રહું, મે તો સબકો સમરણ લહું;
અજ્ઞાન જ્ઞાન મોતેં હે સાર. ગાવત વેદ મોહે નિરધાર ૬
વેદાંત કો કરતા ગાતા સહી, મેરો અવર પુરૂષ કોઇ નહી;
મેરો રૂપ જાણે જે કોય, પ્રીતમ જન્મ મર્ણ નહિ હોય;
અર્જુન મેરે વિષે મન રાખ, મેરા ભજન વિના સબ નાખ. ૭
મેરો ભકત પાવત હે મોય, અંતકાલ સત્ જાણો સોય;
અધિક પ્રીય ભકિત મમ સાર, પ્રીતમ કૃષ્ણ કહ્યો નિરધાર;
સપ્તશ્લોકી ગીતા એ સોય, પ્રીતે ભકિત કરે જે કોય. ૮
અઢાર અધ્યાયકી ફ્લ પ્રાપ્તિ, શીખે સુણે ભજે મમ ગતિ.
એ શ્રી કૃષ્ણકો બોધ પ્રમાણ પ્રીતમ પાવે પદ નિર્વાણ. ૯



## ભજન ૧૨૬ મું.

(સખી પડવે તે પેલી પ્રાંત.) એ રાગ

સંતો બોલે છે કોણ, ઓળખી લેજો રે,
કહો કયાં છે શબ્દનું મુળ. ઉત્તર દેજો રે.
સાખીઃ—માયા માયા શું કરો, માયાનું કોણ રૂપ,
ગગન ધરામાં ઘેરાઇ રહ્યા મને બતાવો માયાનું રૂપ,
ઉત્તર દેજો રે. ૧

સાખીઃ–મન પવન કયાં થકી ઉપજે, નાદ બુંદનો કર્તા કોણ?
નાદ બુંદનો વિસ્તાર કરીને, પછી અમને કરજો જાણ.
ઉતર દેજો રે. ૨

સાખીઃ—નિજ નામ કોનું હશે, તેનું બતાવો ને સુર,
શબ્દ સુરતાનું રૂપ બતાવો, અવીનાશી બતાવો હજુર.
ઉતર દેજો રે. ૩

સાખીઃ–નરનારી જયારે દોનુ ન હતાં, ત્યારે એકજ હતુ સરૂપ
ગગન ધરતી બેઉ જ્યારે નહોતા, ત્યારે પહેલું કોનું રૂપ.
ઉતર દેજો રે. ૪

સાખીઃ—જે જે ઉત્પતિ ઉપજે, એક શબ્દ દીયો જમાય,
સાત વાર જંગમ જે,કહીયે તે મહા પલ્લો કયાજઈ સમાય.
ઉ-તર દેજો રે. ૫

સાખીઃ–આ પદનો જે અરથ કરે.તે ગુરૂ હમારો આપ
ભાવદાસ પ્રતાપે મનોર કહે છે,તેણે લક્ષ ચોરાસી ફેરા માફ.
ઉતર દેજો રે. ૭

---

## ભજન ૧૨૭ મું.

( રાગ–ગરબીનો. )

તમે નામ રણછોડનું રે, લેતાં ડરશોમાં,
જો ડરતા હોય તો રે, ભજનમાં ભરસોમાં. ટેક.
પેલાં સંસારી કહે છે રે, ભગતડાં જુઠાં છે,
તમે જુઠાંના જાણશોરે, હરીને મન સાચા છે. તમે. ૧
પેલાં સંસારી કહે છે રે, ભગતડાં કુદે છે,
તમે કુદયા ના જાણશો રે, હરીને ફુદે છે. તમે. ૨

પેલા સંસારી કહે છે રે. ભગતડા ભુંડા છે.
તમે ભુંડાના જાણુસોને, હરીને મન રૂડા છે. તમે. ૩
પેલા સંસારી કહે છે રે, ભગતડાં નાચે છે,
જો નરસીહ મહેતો રે, રણછોડજીને જાચે છે. તમે. ૪

## સાખી.

દો-પાંચ તત્વકા પુતળા, યુકિત રચી મેકીવ
મેં તો તુહે પુછુ પંડિતા, સબ્દ બડા કે જીવ.

મીત્રો પાંચ તત્વનુ પુતળુ યુકિતથી, રચી પેદા કર્યું હવે પંડીત હું તમને પુછું છું કે, શબ્દ મોટો કે જીવ વેદમાં માયાએ કહેલ છે કે, બ્રહ્માવિ સંપુર્ણ જીવ-રૂપી પુતળાં મેં પેદા કરેલા છે, અને પંડીતો પણ તેમજ કહે છે. આથી કબીર સાહેબ પ્રશ્ન કરે છે કે, હે પંડીતો, તમે વેદના શબ્દ માની કહેવા લાગ્યા કે. બ્રહ્મા ઇશ્વર કે જેણે આ સકળ સંસાર, ઉત્પન્ન કર્યો, પરંતુ તમારા હ્રુદયમાં વિચાર કરી જુઓ કે. સબ્દ મોટો કે જીવ ? જો જીવ ના હોત તો, પછી વેદ આદિ નાના પ્રકારના શબ્દો કોણ બોલત ને અક્ષર કયાંથી થાત, અને બ્રહ્મ ઈશ્વરાધી, ધ્યાન કોણ કરત ? આથી જીવ જ સર્વથી મોટો છે. એમ સર્વે એ નિશ્ચય કરેલ છે. આથી શબ્દ (વાણી) બ્રહ્મ આદિ ઉપાધિ-ઓ સર્વે, મિથ્યા સમજી, જીવને જ કર્તા માનવો જોઇએ.

## સાખી

દો—મરતે મરતે જગમુવા, બહુરિ ન કિયા બિચાર,
એક સયાની આપની, પરબસ મુવા સંસાર,

ભાવાર્થ--પોતાની સતઃ બુધ્ધિનો ઉપયોગ કર્યા વગર, ગુરૂવા અસાધુ, સ્વાર્થી સાધુના વચનો ઉપર વિચાર કરી, તેને પ્રમાણ ભુત માની. પરવશ થઇ સંસારના, લોભમાંજ તણાતો મરણ પામ્યો, મતલબ ખરી ભકિત હાથ ન લાગી.



## મગર અને હાથી લડત જળભીતર, પ્રભુએ આવી છોડવ્યા તેનો ભાવાર્થ નં. ૧૨૮.

**જીજ્ઞાસુનો પ્રશ્ન**—ગજ અને મગરની લડાઇ, દરીયામાં થઈ તે વખતે, તે પ્રાણીયોએ ભગવાનને પોકાર કર્યો તે પોકાર સાંભળી ભગવાન, તેમને બચાવા આવ્યા, મહારાજશ્રી આ પ્રશ્નમાં મને ઘણી શંકા થાય છે. તેને લીધે મારૂં અંતર ઘણું મુઝાય છે, કેમકે જનાવર યોની ભગવાનને પોકારી શકતી નથી. માટે આ વિષયમાં સત્ય શું છે, તે આપ મને કૃપા કરીને સમજાવો, કે તેથી મારી શંકાનું સમાધાન થાય.

**નિરલોભીનો ઉત્તર**—મહાત્માજી કહે છે કે એનો અર્થ લખાણુ છે, તે દ્રષ્ટાંત રૂપ છે, પણ એનો અધ્યાત્મ ખુલાસો એ છે કે, આ દીલ દરીયાની અંદર, મન અને મગર રૂપે છે, અને માયા, તે બેની લડાઇ ચાલી રહી છે. મન એ મગર રૂપે છે, અને માયા તે અસ્તી રૂપે છે, મને માયાને પકડી છે, તે કદી છોડતો નથી. તેનામાં છોડવાની ગતી નથી. પકડવાની ગતિજ છે, માટે તે અજ્ઞાન મન મગરને, જ્ઞાનની ગોળીથી મારો, તો તેના પંજામાંથી

માયા રૂપ હસ્તી છુટી જાય, પરંતુ જ્ઞાન ક્યારે થાય કે, કોઈ સાચા નિર્લોભી હરિભક્ત મળે, અને તે પ્રભુનો માર્ગ સાચો બતાવે, તો તેને જ્ઞાન થાય, જ્ઞાનથી પવિત્ર અંતર થઇ, પ્રેમ ભાવથી સાચી ભક્તિ કરે તો, સાક્ષાત, પ્રભુ આવીને તેને દર્શન દે,અને મન મગર અને માયા હસ્તી રૂપ,મુખમાંથી છુટી જાય, તોજ તેનુ મન નીર્મળ અને પવિત્ર થાય, અને સંસાર ભવ જળથી બચી જાય, અને મોક્ષ થાય.



## ભજન ૧૨૯ મું

(રાગ ચોપાઇ)

બ્રહ્માની આ સુષ્ટિ સૌ, એ બ્રહ્માના બાળક સો,
પાલન પોસાણુ બ્રહ્મા કરે, એક વસ્તુ બ્રહ્મા પરહરે,
પુત્રને પગે લાગે નહિ, કેમ એ પ્રજા પોતાની થઈ,
વસ્તુ લેવાની ઈચ્છા કરે, ભક્તિ કરે તો સેજે મળે.
ગુરૂપણાનો છે અભિમાન, બાંધે કંઠીને ફુંકે કાન.
અમ્મર ગુરૂ તો એકજ માન, બાકી તો છપન લાખ જાણ,
સદગુરૂ સઉને માથે શીશ, સદગુરૂ ઉપર કોઈ નહી ઈસ,
પરમેશ્વર તે ગુરૂનુ નામ, નીરાંતે નીરખો તેનું ધામ
આગળ એ સંતોની ચાલ, બાકી સૌ માયાની જાળ.
અભીયાગતને ભોજન આપ, ધન આપીને ના કરો પાપ.
સંત માયામાં ફરતા ફરે, તેથી દુનીયા ખાડે પડે.
આતમારામને ઓળખી લ્યો, બીજું બકવું મુકી દ્યો.
પુર્વે ક્યાંથી આવ્યા અહીં. પાછો જીવ જવાનો કંઇ,
તેનો રસ્તો જાણે સંત, બીજા સૌ માયાના ફંદ,
આતમ રૂપ તો નજરે થાય, ભવનાં બંધન છુટી જાય.
અમૃત પીતાં આળસ થાય, વહાલ ધરીને વિખડુ ખાય,

એતો જીવ અભાગી જાણુ. ભુલ્યો ભટક્યો ચારે ખાણુ
જ્ઞાની જન કોઈ આવે જાન, તારે તે તો આપે સાન
નીંદા ના કર કોઇની કાંઇ, ઓળખો હરિને સુરતા માંય.
તેથી ટળશે તારા તાપ, થાસે પ્રેમ અંતરમાં આપ.
પ્રભુની પુરણુ ભકિત પ્રેમ, મનડુ થાસે ટાઢુ હેમ.
**લક્ષ્મીદાસ** તો કહે છે એમ, કહ્યું કરોતો થાશે તેમ.



## ભજન ૧૩૦ મું.

( મન માંયાના કરનારારે ) એ રાગ,

ધુર્ત ગુરૂવાએ. ધતીંગ, મચાવીરે, આવી અવદશા, સૌને અપાવી;
ધર્મ બહાનું ધરી,ધતીંગ મચાવીરે,આવી અવદશાં સૌને અપાવીટેક
ભરમાવી ભોળાં, જનોને ભમાવી, ઠાઠ સહિત વાતો ઠસાવી
સ્વાર્થ પોતાનો, સાધે સદાએ, ફંદાની મધ્યે ફસાવીરે
આવી અવદસા સૌને અપાવી,
શાસ્ત્રની સાથે, શત્રુતા ધરાવી, ને લીલામાં લગની લગાવી.
દુનીયાનો દાટ, વળાવ્યો દુસ્ટોએ, ઇર્ષ્યાની અગ્ની સરગાવીરે, આ.
સનાતન ભકિત, શૌને ભુલાવી ને, સ્વાર્થની વીદ્યા પઢાવી,
સુરવીરતાનું મુળ, કાઢયું સમુળગું, બોધવડે બાયલા બનાવીરે. આ.
કામ ક્રોધ લોભ માયા, કપટના કેદી, શું ભવસાગર દેશે તરાવી,
પોતે બુડેને, પરને બુડાવે, એવા દુષ્ટ માર્ગમાંહે દોરાવીરે. આ.
આત્મજ્ઞાન આપી, કલ્યાણ કરવાની,ઇચ્છા નહી ઉરમાં એને આવી
પુર્ણચંદ્ર કહે એવા પેટ ભરાઓએ, જનુનીની કુખો લજા-
વીરે. આ,

દોહરો—જનુંની જણે તો ભકત જણ, કાં દાતા કાં સુર,
નંહીતર રેજે વાંઝણી. મત ગમાવીશ નુર.

—•—

મીત્રોજે લોકો દેહાઅભીમાનના, યોગે પોતે ગુરૂ થઈ બેઠા છે, તે લોકો દેવને પણ, સંપુર્ણ જડ બતાવે છે, ગુરૂ થવું સહેલું નથી, ગુરૂ પોતે આત્મજ્ઞાની ના હોય, તો શિયષ્યને શું આત્મજ્ઞાન આપવાના હતા. પોતાના દેહમાં તો જડતા, અને દેહની અક્ષતા રૂપી, પત્થરો બાંધેલો છે, તે પોતે કેવી રીતે તરવાના હતા, અને બીજાને કેવી રીતે તારવાના હતા, નવધા ભકિત કરે તેજ તરે, તમામ ગ્રંથમાં ભકિતને શ્રેષ્ટ ગણેલી છે, અને ભકિત દાસ ભાવમાંજ સમાય છે,જયાં લગી આત્મા તત્વસાર જાણ્યો નહિ, ત્યાં લગી સાધના, વીઘેરે, જે કરે તે સર્વે જુઠું. તે નરસીમેતાનું કહેવું ખરૂ છે, અને દાસા ભાવે પોતે તર્યા છે, તેમ અનંતને ભકિત ભાવે તાર્યા છે, પ્રેમનો પ્યાલો પોતે પીવે ને બીજાને પાય એજ દાસભાવ કહેવાય છે, આત્મા સરવેનો એકજ છે, તો પછી કોણ મોટો, અને કોણ નાનો,માટે જ્ઞાની અને નીસ્વાર્થી મોટા,અને અજ્ઞાની સ્વાર્થી એ નાનાજ છે. જેશ્રીકૃષ્ણ કેવા અને કહેવરાવવા, એજ ભકિત, દાસાભાવે ગણાય છે, તે સંસારમાં સુખેથી તરે છે.

—•—

# મહાન ભકત કબીરદાસની વાણી

## સાચા સંતની માહીતી મેળવવા વિશે

### તથા

### તીરથ જાત્રા વિશે. ભાવાર્થ,

સાખી—કબીરા વેસ અતીતકા, કીરતી કરે અપરાધ
ઉપરથી દીશે સાધુ ગતી, માહે બડા અસાધ

મતલબ—તેવીજ રીતે કબીરદાસ કહે છે કે, કેટલાક અટીટોના વેસ એવાજ હોઈ છે કે, લોભ લુચ્ચાઈ કરી સ્વારથ કરે છે, બારના દેખાવથી તો, સાધુ ગટીમાજ જણાય છે, પણ ઉડા ઉતરી. તપાસી જોતા તો અસાધુજ છે, એવુ જણાશે.

સાખી-સાધુ ભુખ્યા ભાવકા, ધનકા ભુખ્યા નાહી
ધનકા ભુખ્યા જો ફીરે, ઓટો સાધુ નાહી

મતલબ—જે ખરા સાધુ પુરૂષ છે, તેમને લોભતા અગર સ્વારથ હોતોજ નથી, તે તો પ્રેમ ભાવનાજ ભુખ્યા હોઈ છે, પોટાના સ્વારથમા ભમતા ફરે છે, તે કાંઈ સાધુ કેહવાઇ નહી,

સાખી—સાધુ આવ્યા પાહુણા, માગે ચાર રત્ન
ધુની પાંણી સાથરા, સંધ્યા. સુજબ અન્ન

મતલબ—જારે સાધુ અતીત તરીખે આવે છે, ત્યારે ચાર વસ્તુ માગે છે, ધુની પાંણી સુવાની જગા, અને સંધ્યા પરમાણે ભોજણ, મતલબ સાધુને ઉપલી ચાર વસ્તુની જરૂર રહે છે, સાધુ પુરૂષને કાંઈ, જીવ્યા સુવાદની

જરૂર રેહેતી નથી, મતલબ સ્થુળ દેહ, તકાવી રાખવા પુરતુજ અન્ન જોઈએ, અને તે પણ સામાની, ધ્યા પરમાણે, આપણે ગેર સાધુ પધારા, કે મીષ્ટાન જમાડવુ જોઈએ, એમ નથી, કારણકે મીષ્ઠાણુ તો, સાધુને માટે વરજીતજ કરેલુ છે, આથીજ કબીરદાસે અન્ન સાથે, સધ્યા સ્બદ વાપરેલો છે,

**સાખી**—કોટી કોટી ત્રીરથ કરે, કોટી કોટી કરો ધામ
જબ લગી સાચા સંતના સેવીએ, સરે નહી એકુ કામ

**મતલબ**—નાથ અટલે ગુરૂવાલોકો, કે પોતે નથાયા છે, ને બીજાને નાથે છે, અર્થાત બંધમમાં નાખે છે, આથીજ કહે છે કે હે, નાથ તમો કેવી રીતે તરસો. તમો કેવી રીતે મુકત થશો. તમારામાં, અત્યંત કુટીલતા ભરેલી છે, કારણ કે તમો, જુદી જુદી રીતના ભેખ ધારણ કરો છો. જુદા જુદા રંગના વસ્ત્ર ધારણ કરો છો, જુદા જુદા તીલક કરો છો, વીભુતી ચોળો છો, કોઇ નીરમાની બનો છો. પ્રમાત્મા એક છે, ભકિત પણ એક છે, તો પછી જુદા જુદા ભેખ, લેવાનુ કારણ શું. એ, નાના પ્રકારની કલપનામા, અને માન મરજાદામાં બંધાયા છો, તો પછી તમને પારખ સત્ય કયાંથી થાઇ.

સાખી-કૈસી તેરી સેવા પુજા, કેસો તેરો ધ્યાન—
ઊપર તો ઊજલ દેખો—પણ બીતર તો બગ સમાન.

મતલબ—બગ અનુમાન, જેમ બગલો માછલા પકડવાને, ધ્યાન ધરી બેસે છે, તેની આંખો બંધ હોય છે, અને સરૂપ પણ સફેત હોય છે, તેવીજ રીતે હે—ગુરૂવાલોકો, એવા હેતુથી જ્ઞાન, ધ્યાન, અને પુજા કરો છો કે. સંસા-

રીક મનુષ્યો, અમારી પાસે આવે, અમને દ્રવ્ય આપે, અને છેવટે અમારૂ મહાતમ વધે. આવા આવા વીચારો જયાંસુધી અંતકરણમાં ઘર કરી રહા છે, તો પછી મુકતીની આશા કયાંથી મળે. આપ લોભમાં ડુબેને બીજાને પણ ડુબાવે. આતમ જ્ઞાન મેળવો તોજ, મુકતી સાધન છે.

ખરી રીતે આત્મારામને, ઓળખી પ્રેમ ભાવે, હરીનુ ભજન કરવુ એજ. આ કલીયુગમાં કેવળ શ્રેષ્ટ સાધન છે. અને એમ પ્રેમ ભાવે, ભગટી થાય, તોજ મોક્ષ પમાય છે અનેક ભગતોના, કારજ કર્યાને હજુ પણ કરશે. વીસવાસ પુરણ જોઈએ, ( શ્રી રણછોડ રાયની જે )

## હરીગુરૂ નામ મોટુ ભજો તો અમર

### ભજન ૧૩૧ મું.

ગુણ ગાવા તો, ગુરૂ રે ગોવિંદના, બીજું તો સૌ પર હરવુંરે વહાલા,
દર્શન કરવા તો, ગુરૂ રે દેવના, ગુરૂથી સહુને તરવુંરે „
ભજન કરોતો, ગુરૂને ભજવા, ગુરૂનો મહિમા મોટો રે „
વેદ પુરાંણે, ભાગવત વદે, નુગરાને કહે છે ખોટો રે „
સેવા કરો તો, સમરો ગુરૂને, જનમ મરણ દુઃખ ટળશે રે „
જમનું જોર, જરી નહીં ચાલે, મન વાંછીત ફળ મલસે રે „
પરમાત્મા તે, ગુરૂજીને જાણો, ગુરૂ વચન સહુ માનો રે „
ગુરૂથી મોટો; કોઇ મળે નહીં, અમ્મર ગુરૂ એક જાણો રે. „
તત્વ છે તે; તમનેરે કહું છું; સાંભળજો નરનારી રે „
નીરાંતે નામ; ગુરૂનું રે લેતાં; અંતેરે લેસે ઉગારી રે. „

## સાખી.

ઢોર ગહતા મનુષ્ય ગહયો—ભુલ્યો સીંગને પુછ;
તુલસી હરીકી ભકિત બીન—ધીક દાઢી ધીક મુછ,
હરીકી ભકિતમાં તીન ગુન—હર કોઈ લાગે પાઈ;
ખાનેકુ મીસ્ટાન મીલે—આખર વૈકુંઠ જાઈ;
લક્ષ્મી કહે હું નીત નવી--કેની ન પુરી આશ;
કીતને હસ્તે ચડ ગયે--કીતને ગયે ઉદાસ,
દોડે કોસ હજાર તક--ઓર લક્ષ્મી હે પાસ,
બીન દીને રઘુનાથ કે--મીલે ન તુલસીદાસ.
ગીતા પઢે ભાગવત પઢે—ગાયન કરે આકૃત;
ધ્યાન નહી શાન્તી નહી--પડે માયા કે કુપ;
માળા શ્વાસે સબદકો--ફીરે કોઇ વીરલોદાસ,
ચોરાશી ભટકે નહી, છુટે કાળકો ફાંસ.

---

## ભજન ૧૩૨ મું.

અલ્યા મન ઓળખ, આતમરામ, તુજને જડશે તારો ઠામ.
ઘટમાં ગંગા, ઘટમાં જુમના, ઘટમાં તારૂં ગામ;
ઘટ મઠ મન આકાસે મહાલે, સઘળે સુંદર શ્યામ. અલ્યા. ૧
ઘટમાં ચંદા, ઘટમાં સુરજ, તારા તેજ તમામ,
ગોબિન્દને તો ઘટમાં ગોતે, રોમે રોમમાં રામ. અલ્યા. ૨
પીંડ બ્રહ્માનંદ પ્રીતે પેખો, ઠાલો નથી કોઇ ઠામ;
ઝાડ પહાડ, જંતુને જળમાં, પ્રગટે પૂરણ કામ, અલ્યા. ૩
જપ તપ તીરથ, જોગ કરોને, દહાડી ખરચો દામ,
સદ્‌ગુરૂ વિના, સમજ ના આવે;ગાવે ગણુપતરામ,અલ્યા. ૪

---

### ભજન ૧૩૩ મું.

મેં તજી સર્વને પ્યારા, પદ પકડયા નાથ તમારા.
જગ જનની મમતા છોડી, તુમ ચરણે પ્રીતી જોડી;
તેમ તમો રહો કેમ ન્યારા. ટેક.
જગ સુખમાં મગનના થાવું, તુમ સેવા સુખે ચાહું.
પણ તે ના મલે તુમ દ્વારા પદ પકડયા. ૧
પોતાનો પ્યારો જાણી, અંતરમાં પ્રીતી આણી;
વરસાવો અમરત ધારા. પદ પકડયા. ૨
મેં જગન નથી કર્યા ભારી, રાખી છે આશા તમારી,
જાણો છો વીશ્વ આધારા. પદ પકડયા. ૩
આ વિપતિ કયાં સુધી રહેશે, લક્ષ્મીદાસ દુઃખ કેમ સેહસે
અધ થઈ દુઃખના હરનારા. પદ પકડયા, ૪

---

## જુનો ધર્મ એટલે સનાતન ભકિત વીષે.

---

### ભજન ૧૩૪ મું.

( રાગ એક તારો )

જુના ધરમ લો જાણી મારા સંતો, જુના ધરમ લો જાણી હોજી.
જુના ધરમમાં હરીની ભકતી, નવા ધરમમાં ગોટાળા હોજી
નવા ધરમમાં ચોરાશી ફેરો, એનો ના જાયો કોઇએ છેડો.
મારા સંતો જુના ધરમ લો જાણી હોજી.
પ્રેમ ભકિતને હરિ વશ થાઇ, જુવોને વેદ પુરાણે, હોજી
જ્ઞાન ગંગા તો ઘેર વસે છે, મનથી લોને માની
મારા સંતો, જુના ધરમ લો જાણી, હોજી

કરમ કાંડમાં દુઃખ છે ભારી, જ્ઞાનથી લોને વિચારી, હોજી,
મુકિતની વાટ કોઈ વિરલે જાણી, સતસંગ કરી લો માની
મારા સંતો, જુના ધરમ લો જાણી હોજી
ચોર્યાસી ફેરા તારો છુટીરે જાસે, આતમ રૂપ ઓળખાશે, હોજી
**લક્ષ્મીદાસ** કહે રણછોડ ચરણે, જનમ મરણ મટી જાસે
મારા સંતો, જુના ધરમ લો જાણી, હોજી

---

## તીરથ ગયા જગનાથ ના જોયા.

### ભજન ૧૩૫ મું.

ગઝલ.

જુવો સંસાર છોડી છટકયા, છતાં જગનાથ ના જોયા
બની બાવા બધે ભટકયા, છતાં જગનાથ ના જોયા
બનારસ દ્વારકાં બદ્રી. ગયા ગોકુળ મથુરામાં,
અયોધ્યા આવીને અટકયાં, છતાં જગનાથ ના જોયા
ગુફા ગીરનારની ખોળી, હિમાલય ગામ હરિદ્વારે.
ફરીને ટાંટીયા ફટકયા, છતાં જગનાથ ના જોયા.
અતિ તપ તાપમાં કીધું. ઘણું દુઃખ દેહને દીધું.
જુવો ઉંધે શિરે લટકયા, છતાં જગનાથ ના જોયા.
નદીના નીરથી ન્હાયા, કસી ઉપવાસથી કાયા.
પુજામાં પ્રાણ તો પટકયા, છતાં જગનાથ ના જોયા.
થયા જોગી જટાધારી, વિભુતી ભાવથી ચોરી,
મરણ ભયથી નહિ ભડકયા, છતાં જગનાથ ના જોયા.
પઢયા પુરાણ રામાયણ, મહાભારત ભણ્યા ભાવે
અનીતિ લોભે નહિ અટકયા, છતાં જગનાથ ના જાયા.

કહે શંકર તપાસીજો, હૃદયમાં શ્રીહરી રાચે,
નકામા ભવ વિષે ભટકયા, છતાં જગનાથ ના જોયા.

---

## ભજન ૧૩૬ મું.

( રાસનો રાગ. )

આજ રે વાગે, વંદ્રાવન વાંસળી,
હાં રે સુણી જીવ ઘણો, અકળાય સખી. આજરે ટેક.
હાં રે સુણી માત તાત, ભ્રાત સરવે મુકીયાં,
હાં રે મેંતો મુકયો, કુટુંબ પરીવાર સખી. આજરે. ૧
હાં રે સખી જૌત્વાંનાં, દોવન વીસરી,
હાં રે મેંતો વાંછરડા, બાંધ્યા બાર સખી, આજરે. ૨
હાં રે સખી ઘીરે, તાવીને રેડયાં છાશમાં
હાં રે મેં તો દુધમાં, રેડયાં નીર સખી. આજરે. ૩
હાં રે સખી અવળા, આભુષણુ પહેરીયાં,
હાં રે મેંતો અવળાં, ઓઢયાં ચીર સખી. આજરે. ૪
હાં રે સખી હાથની, કાંકણી પાયમાં,
હાં રે પહેર્યાં પાયનાં, નેપુર કાન સખી. આજરે. ૫
હાં રે સખી કાજળ, સમાયાં વેણુમાં,
હાં રે એની કાજલે, સીંદુર સમાય સખી, આજરે. ૭
હાં રે સખી, માધવદાસની વિનતિ,
હાં રે મને દેજો, ચરણુમાં વાસ સખી. આજરે. ૮

---

# માતા પુત્રને કહે છે કે પીતા ગુરૂની સેવા કર.

## ભજન ૧૩૭ મું.

કેમ માતા તમારી બુધ્ધિ ફરી
આખી દુનિઆ ડુબાવી તમે વરી
જીવ કયાંથી આવ્યો તે કહોને વરી
મારૂં મન બેસે ઠેકાણે ઠરી
મને લુટારૂ મળ્યા ઘણા વરી
માતા થાકયો જગતમાં ફરી ફરી
સંત સાધુએ સ્વારથની મુડી કરી
મારી પાસે કોડી ના રહી જરી
તેથી પુછું છું તમને પ્રીતે કરી
મનને જનમ મરણની ફીકર પડી
મારો ઘડનારો હશે કેવો વરી
તેની વાતો તમે તો જાણો ખરી
હવે એક દીવસ મને ગોઠે નહિ
બધા દિવસ જાશે કેમ કરી
સમજણ આવે તો સુગરો થાઉં વરી
હું તો જાઉં સંસારમાં સ્હેજે તરી
બેટા પિતા ગુરૂને સેવો વરી
એ તો સમજ ન આપસે તને વરી
પીતા કહે છે ગુરૂ હું તારો વરી
મારૂં કહ્યું કરો તો જાશો તરી

તારી માતા કહે તે વાતો ખરી
બાપ વીના જગતમાં બેટા નહિ
ભક્તિ વિચારશો નહિ એક ઘડી
કહેજો જેશ્રીકૃષ્ણ સૌને પ્રેમ કરી
જુઓ વૈષ્ણવ ધરમની વાણી ખરી
નાગર કુળમાં નરસૈયો ગયો તરી
પ્રભુ શેઠ બનીને ગયા મળી
ઘણા કારજ કર્યા એના વરી
પ્રેમ ભાવે મીઠા બોલ બોલો વરી
પીંડ મુકો વચનના પ્રીતે કરી
લક્ષ્મીદાસ કહે છે નિશ્ચે કરી
તેની પેઢી ઇકોતેર જાસે તરી

સાખી.

બાપ વિના બેટા નહિ, વડ વિના ટેટા ન જોય
આત્મજ્ઞાન થયા વિના, મુક્તી કદી ન હોય.
ખીર રોટલી જમતા નથી, ફળ બોરાં ન ખાય
હરી તો ભુખ્યા ભાવના, મીઠું બોલે રીઝાય.
દ્રશતાંતો સૌએ લખ્યાં, તેગઈ ગઇ ડાચાં દુઃખી જાય
પણ બ્રહ્મજ્ઞાન થયા વિના, સિધ્ધાંત કદી ન થાય.

---

## ભજન ૧૩૮ મું.

( મુખડાની માયા લાગીરે મોહન તારા રાગ )

કરી ભક્તિ તરી ગયારે, વાલારે મારા ટેક.
એકથી અનેક થયા, લખી વાતો ઘણા ગયા
અક્ષાની બુદ્ધી રહયારે વાલારે મારા. ૧

ચાર વેદ ખટ શાસ્ત્ર, અઢાર પુરાણ ભણી
થાકયા ચાર ધામ ફરીરે વાલારે મારા ૨
ગ્રંથે ગરબડ કરી. ખરી વાતો નહી કરી
ગુંચવણીમાં નાંખ્યા વળીરે વાલારે મારા. ૩
પડપચે ભેટ ભરી, સ્વારથની મુડી કરી
ઘણા એવા ગયા મરીરે. વાલારે મારા. ૪
મુખડામાં વાણી સારી, બાવન અક્ષર બોલ નારી
વાણી વેદ હવે ભારીરે વાલારે મારા. ૫
કરમ કાંડમાં દુઃખ ભારી, ભેદીયાને ભકિત વાહ્લી
તે તો લાગે મને સારીરે વાલારે મારા ૬
મુવા પછી મનનેરે, મુકતી કયાંથી મલસેરે
ચોરાસી મન ફર્યા કરસેરે વાલારે મારા ૭
મનને ભકિતમાં વારો, સતસંગની સાથે ચાલો
હરી હાથ તેનો ઝાલેરે. વાલારે મારા. ૮
અભણની ભકિત ખરી, નરસીહ મેતા ગયા તરી
કૃષ્ણ આવી ગયા મલીરે વાલારે મારા ૯
વૃક્ષમે તો બીજ થયા, બીજમાંથી વૃક્ષ થયા
નવધા સમજી તરી ગયારે વાલારે મારા ૧૦
સીવ થકી જીવ થયા, પ્રેમથી પ્રગટ થયા
આત્મા અમર રહયારે વાલારે મારા. ૧૧
તુકારામની ભકિત ખરી, મોટી એકાદશી કરી
દેહ સહિત ગયા તરીરે. વાલારે મારા. ૧૨
લક્ષ્મીદાસ કહે ફરી, ગયા ભેખ માયામાં પડી
નીરલોભી ગયા તરીરે વાલારે મારા. ૧૩

## ભજન ૧૩૯ મું.

( માણેકઠારી પુનમનો અર્થ ખુલાસો )

મુકિતબાઇની સાથે વાલા, મુકિત બાઇની સાથે
ચલો કોઈ આતે મેં તો, વઈકુંઠ જાતે ટેક.—
મુકિતનો તો એક મારગ, ભકિત કરે જાતે
ભેખ લઇને ભટકયા કરે, ચાર દિશાની વાટે. ચલો.
રણછોડરાયને રસ્તે જાતાં, કાબા લુટ ખાતે
હરિગુરૂનો એક મારગ, પ્રેમી જન પાતે ચલો.
જન્મ મરણ સૌને જાણો, જે આવે તે જાતે
પ્રેમ ભાવે ભકિત કરો, ઉંચ નીચ નાતે. ચલો.
આજકાલ જાના પડે, કોણ સાથે આતે,
બડે બડે ચલે ગયે, સ્વારથ કેરી વાટે. ચલો.
ભેદુ વિના ભુલા પડયા, ચલો મેરી સાથે,
અન્ન વિના પ્રાણ નહી, કહાંસે જીવ આતે. ચલો.
વૃક્ષમાંથી બીજ થયા, બીજથી વૃક્ષ થાતે,
ફળ એવા ફરજન જાણો, માને બાપ સાથે. ચલો.
ઇંદ્ર એ તો વરસાદ દીયા, અન્નદેવ થાતે;
ધરતીમાં તો પેદા હુવા, નવા પઉવા આતે. ચલો.
શાંન્તીનો તો વરસાદ વરસે, માણેકઠારી રાતે
દરીઆમાં તો મોતી પાકે, દુધ પઉવા ખાતે ચલો
પુરણ પ્રેમ થાય ત્યારે, મન ઠરી જાતે
દિલ દરીઆમાં શબ્દ મોતી, હરિ નામ ગાતે. ચલો.
બ્રહ્મજ્ઞાનથાયે, સીતારામ મળી જાતે,
મીઠા બોલ બોલો ત્યારે, હરી ઘેર આતે. ચલો.

તીરથ નાયે એક ફળ, સમજે અનેક ગાતે
લક્ષ્મીદાસ કહે પ્રેમની વાટે, રણછોડરાયની પાસે ચલો.

## ભજન ૧૪૦ મું.

( રાગ ઉપરનો )

સદ્‌ગુરૂ સ્વામીને સમરી વિનવું, નમી નમી લાગુ પાયેજી,
દાન દીધાં છે ભક્તિ જ્ઞાનનાં, કોટી કર્મ મીટાયેજી.
જનમ મરણનો ભય ગયો ત્યારે, મટી જમડાની ત્રાસજી;
લખરે ચોરાસીનુ ખાતું મીટીયું, જાણી પોતાનો દાસજી.
સદ્‌ગુરૂ સમ, કોઇ નહિ, દાતા જો જન મનમાં વિચારેજી;
સગા સંબંધી બેની બંધવા, સરવે સ્વપ્ન સમાનજી.
અવગુણ તો મારામાં અનેક છે, નવ જોયા નિરધારજી;
બીરદ પોતાનું સંભારો કહે, મગ્નીદાસ બલિહારજી.



## ભજન ૧૪૧ મું.

[ કેદારો રાગ. ]

સાચુરે સગપણ, શામળીઆનું, બીજુતો સૌ પરહરીએરે વહાલા
મન મરજાદા તજી, મનમોહન. હેતે હરીવર વરીયે રે ;;
જે સુખ સ્વપ્ને; નહીરે શંભુને; તે સુખદાયક દાતા રે ;;
વાત નથી એતો ઘર ખુણાની; જશ જગતમાં વીખ્યાતા રે ;;
અહલ્યા પલટભાઈ; ગૌતમ નારી; અધમઓધારણ કહાવે રે ;;
અજામેલ સુત; નામે ઓધાર્યો; શ્રુતિ સમૃતી ગાવે રે ;;
સંબંધ કરે તેને, સંબંધ સાચો; પોતાનો કરી સ્થાપે રે ;;
નીશાંત કહેરે, જેકોઇ જાયે, મન વાંછીત ફલ આપે રે ;;

## પાનું ૧૫૮. ભજન ૬૪૦—૬૪૧ મું.

સંબંધ કરે તેને સંબંધ સાચો પોતાનો કરી સ્થાપેરે,
નીરાંત કહે જે કોઇ ભજે મનવાંછિત ફળ આપેરે.

શ્રી લક્ષ્મીદાસજી. શ્રી નીરાંત મહારાજ. શ્રી મગનદાસજી.



## ભજન ૧૪૨ મું.

( રાગ-ઉપરનો )

જે ઉપજે તે પ્રભુથી ઉપજે, કાંઈ ન ઉપજે જીવે રે.
સર્વ સદા જળ પોખે સોએ, તે નવ થાય દીવે રે. ૧
પ્રભુએ સરજ્યાં સર્વ પદારથ, પૃથ્વી પાવક પ્રાણી રે,
ચાર ખાણુ જીવોની જાતી, કહો એ કયાંથી આણી રે. ૨
હરીનાં કરેલાં હાલે ચાલે, એકના હોવે અનેક રે,
જીવે કરેલાં જડરૂપ સઘળાં, રહે છે એકના એક રે. ૩
કોઈ મનુષ્ય બહુ બુદ્ધિ બળથી, કહે હું હરી અવતાર રે,
આ અવનીનું એક પદારથ, કોઈ વીરલે જાણ્યો સાર રે. ૪
જ્ઞાન બતાવવા ગુરૂઓ સરજ્યા, તેજ ધણી થઈ બેઠા રે,
કહે છોટમ આ કળજુગ માંહે, એવા ઠગ બહુ દીઠા રે. ૫



## ભજન ૧૪૩ મું.

( રાગ-એક તારાના ભજનનો સાર. )

ગુરૂજી મારે અગમ, તીરથ પર જાણા, હો જી.
સતનામ ચડનેકી સીડી, નહી પોથી નહી પાના. (૨) ગુરૂ.
નેન કમળમાં નીરખી લેના, સુરત નુરતકી સાના, હો જી
આ ઘટમાં ઘડીયાળાં વાગે, જુવો પુરૂષ છે કયાંના (૨) ગુરૂ.
મનમરા નહી માળા ફેરે, નહી ધુપ નહી ધ્યાના, હો જી,
એસા હે કાંઈ ખેલ અગમકા, ભટકીને ભરમાયા, (૨) ગુરૂ
સાવ સફેતી વસ્ત્ર પહેરે, એસા ઉનકા વાણા, હો જી.
દાસઅરજણ જીવણકે શરણે, જોગી પુરૂષ છે કયાંના. (૨) ગુરૂ

---

## ભજન ૧૪૪ મું.

[ રાગ સામેરી એક તારાનો ]

હુંતો તુને વારૂ રે. આવીને તે શું કર્યું રે;
હરી હીરલો ખોયો રે; વ્હોર્યો સંસાર. ટેક.
મ્હારા વ્હાલા મુરખ રે; બુદ્ધી તારી કયાં બળી રે,
વીચારીને મેલ્યા રે રણુછોડરાય હુંતો તને, ૧
ગપાટા તો હાંકયા રે; તે તો બધા ગામના રે
વીચારી ના જોયું; તેં સાર અસાર. હુંતો તને. ૨
મનુષ્યા જનમ રે; મેળવ્યો તે ધુળમાં રે;
હંસા ઉપર; ખાલીતે ઘાલી રે હામ. હુંતો તને. ૩
જનુનીએ જણ્યો રે; આડો સેના આવીયો રે;
તારી માની કુખે. ના દીધોરે ડામ. હુંતો તને. ૪
સગાને કુટુંબી રે, બુડવાને સૌ મળ્યુ રે
તરવાને રણુછોડ; રાયને સંભાર હુંતો તને. ૫
ચટકો તને લાગે તો; જટપટ ચેતજે રે;
હવેથી તું ગાફલ; ના રહીશ ગુમાર. હુંતો તને. ૬
વોરત તો વ્હોરી રે; સ્વારથ સાથમાં રે
પરમાર્થની જાણી; નહી તે પેર. હુંતો તને. ૭
રણુછોડ કહે છે રે; હવેથી તું ચેતજે રે
વહીગયો લોભે; નદીનીરે લહેર, હુંતો તને. ૮

---

## ભાગ પાંચમો સમાપ્ત

દાળીયા રણછોડદાસ મોહનલાલ શ્રી લક્ષ્મીદાસજીના
પીતાશ્રી—વડોદરા.





## પાનુ ૧૬૦ મું. ભજન એકસો ચુંવાળીસમું.

રણછોડ કહે છે રે, હવેથી તું ચેતરે, તરત હાથનો પ્રભુને સંભ.ગ.

શ્રી રણછોડરાયની જય.

# નૌધાભક્તિ પ્રેમરસ.

---

## ભાગ ૬ ઠો.

### ભજન ૧૪૫ મું.

તમે ભકતી કરીને જુવો રાજ—પ્રભુનો મારગ સીધો છે
નથી આડો અવળો આઘો રાજ—પ્રભુનો મારગ સીધો છે
નથી ખેતર ખાડા ખૈયા રાજ—પ્રભુનો મારગ સીધો છે
નથી પરવત આડા પડીયા રાજ—પ્રભુનો મારગ સીધો છે
નથી કંકર ગોખરૂ કાંટા રાજ—પ્રભુનો મારગ સીધો છે
નથી આડા અવરા આંટા રાજ—પ્રભુનો મારગ સીધો છે
નથી પથરા કાદવ પાણી રાજ—પ્રભુનો મારગ સીધો છે
એવી વાતો હવે મે જાણી રાજ—પ્રભુનો મારગ સીધો છે
નહી વાઘ વરૂનો વાસો રાજ—પ્રભુનો મારગ સીધો છે
એક વીસવાસ વરાવો લેવો રાજ—પ્રભુનો મારગ સીધો છે
એક દામ પડે નહી દેવો રાજ—પ્રભુનો મારગ સીધો છે
એક સત્યથી ઓળખી લેવો રાજ—પ્રભુનો મારગ સીધો છે
એક ધરમની વાતો જાણો રાજ—પ્રભુનો મારગ સીધો છે
તમે ચાંપ કરીને ચાલો રાજ—પ્રભુનો મારગ સીધો છે
ધરી ઇશ્વર આજ્ઞા સાથે રાજ—પ્રભુનો મારગ સીધો છે
મને દેખાડો લક્ષ્મીદાસે રાજ—પ્રભુનો મારગ સીધો છે

---

## ભજન ૧૪૬ મું.

( ભજન ગર્ભ ચીંતામણી ) શ્રી રણછોડ રાયની જે ]

( છંદ ) રામાયણ ચોપાઇ રાગ.

કયું જન્મ ગુમાવો, રટો રામ રઘુરાઈ.
સુનો મનુષ્ય આવતાર, વાર વાર નહિ આઈ,
સહુ પ્રેમ કરકે ભજો. હો રણછોડ રાઇ સુ. મ. અ.
માત પીતા સંજોગે. ગર્ભવાસ જીવ આવ્યો.
મળ મુત્ર માંસકો; પીંડ હોઈ હે રાયો
પગ ઉપર પલમાં. શીર રહયો લટકાયો.
દુઃખ પુર્વે ગર્ભવાસ. દેખત બહુ ગભરાયો.
પડતેહી પીંડમાં જીવ. તનક સુધી પાઇ. સુ. મ. અ.
અગની જઠરમાંહે તપે. પવન નાહે આવે.
રહે જીવ કેદમેં જરા. મન ચેન નહિ પાવે
કરતાં સહુ વારંમવાર અરજ પુકરાવે
ઇસ ફંદસે બહાર જો, મુજે કોઈ ભ્રાંતી કરાવે
મેં જપું તુજકો આઠ, પહોર મતી લાઇ સુ. મ. અ.
જબ ગર્ભસે નીકળી, મોહ જાળમે આયો
સબ ભુલ્યો કોલકરાર, રામ વીસરાયો;
મા બાપે દેખત સુસ્ત; આનંદ કરત ઉછાર્યો
પંડીત ગુરૂ દેખત; દસા બહુત ધન પાયો
સહુ ગયા કુટુંબમાં; બત રહી ઉનકી વધાઇ. સુ. મ. અ.
બાલક કુછ સાને; ભયે ખેલનકો જાવે,
નીત નાચે ફંદમે, જરા સુધ નહિ લાવે.
મા બાપ લાડકી સુરત; દેખત હરખાવે.

બીવાનકું સુંદર યોગ, કહી બન જાવે
ત્રીયા ફંદ દીનોહે, દાલ ગલેમે લાઈ સુ, મ, અ.
બાલકપણું વીતી, આઇ ગઇ તરૂણાઇ
નહિં ભજન ભાવમાં, મન રહે પસ્તાઈ,
ત્રીયા સંગ નીસદીન, રહે માંહે લપટાઇ
ગઈ ગયા પચ્ચીહી માંહી જવાની છાઇ
ત્રીયા સંગ નીસદીન અંધકાર ચીત્ત ચાઇ સુ, મ, અ,

નીત અત્તર ફુલેલ, સુગંધ અરગજા લાવે.
પંચરંગી ચીરા બાંધી, છેલ બની જાવે
પર ત્રીયા દેખકે, નીજ ઘરકી બીસરાવે
મોહ માયા દેખકે, મન પાપમા આવે
થયો ધીક જીવ, જીને રણછોડરાય વીસરાઇ સુ, મ, અ.

બાલક પણ જુવાની, વીતી બુઢાપો ઘેર્યો
સબ છુટે જગતમેં, સ્વાદ મોહમંદ ફેરો
મુખ કાન નાક હાથ, પાઉં થકે એક વેરો
પરવસ હોઈ કાઠે કાલ, આ ગયો તેરો
દીન રહે બીકલતા રાત્રી નીંદ નહિ આઈ સુ, મ, અ,

લઇ ખેંચ જીવકું જમ ચોર્યાસી મેં લાવે
રહે જીવ નરકમે દુઃખ કદી નહિ જાવે
કરનીકે ફલ જીતે ભોગ કર પસ્તાવે
મન જગત ફીરકે ચોર્યાસી પીછે આવે
જ્ઞાન વીના મનુષ્યકી એશી દશા જોઈ સુ, મ, અ,
હરી દુવાર મુખમાં. જ્ઞાન ગંગામાં નાવે
નીત હરી ભજે તે, જગમાં મુક્તી પાવે

એક ગુરૂ અમર કર, યાદ મન પનઘટમેં
કત જાઇ જન્મ- મરણુ ફંદ ચટપટમેં
મહા મંત્ર એહી, વેદ સુરતો ગાઈ
કહે લક્ષ્મીદાસ હરી,પ્રેમને વસ થઇ જાઇ. સુ. મ. અ.

## ભજન ૧૪૭ મું

( રામ નામકી મહીમાં સમજી ગાવે વૈકુંઠ જાવે. )

( રામાયણકો-સાર )

( છંદ-ચોપાઇ )

નર દેહ કોઈ આત્મા, ઓળખી જગમાં ગાવે,
કત જાય કાલકો ફંદ, ફીર જન્મ નહિ આવે. ટેક.
હરી રામ નામકા, બડા માતમ હે ભાઈ,
વેદનકો સાર જ્ઞાન, ગીતા કહે પોકરાવી.
સઉ રૂષી મુની જપે, નામ જાણે યુગચારી
હે સકળ લોક, સ્વાર્થમાં રહે ભાઇ.
અહંકાર રાવણુ નાશ પામે, સીતા રામને પાવે—કત જાય.

એક વાલમીક મુની, ભયે જગત વીખ્યાતા,
ત્રીન મરા મરા જપ, પાઈ ત્રીલોંકી નાથા;
જાય બ્રમ દીન જપ, ઉલટા નામ સુહાતા
રેહ ગયા નામ અમર, સંસારમે સકલ જસ ગાતા
ઓળખે રામ નામ તો; સેજે વૈકુંઠ જાવે—કત જાય.
બાઇ મીરાંને પીયા; ઝેર અમરત કર હાલા;
બાળક મંનજારી સંસાર, જાલથી બચ્ચા ઉગાર્યા.
ભકિતસે હો ગઈ, રામ પુરૂષકી માયા.

મહા પાપી તળગયે, જીવ મુક્તી ફલ પાયા.
મીલે ગીરધલાલ દુઃખ, સંકટ સર્વે જાવે  કત જાય
હરી જનો સુનો, લક્ષ્મીમદાસ જસ ગાવે.
હે ભક્ત સીરોમણી, ડાકોર ધામે જાવે,—કત જાય.

!:—⊱✿⊰—!:

## ભજન ૧૪૮ મું.

મોરલી વારોરે, મોહન મથુરાવારો;
એણે કર્યો સુરતામાં ઈશારો.  મોરલી ટેક.
જળ જમુના જળ, ભરવાને જાતાં;
ઉભોતો, નંદનો લાલો  મોરલી વારો રે. ૧
માથે છે મારે, મહીની મટુકી,
તમે કાંકલડી, મત મારો  મોરલી વારો રે. ૨
વંદ્રાતે વનમાં, ગઉધન ચરાવતો,
સોળસે ગોપીને, કાન કાળો.  મોરલી વારો રે. ૩
બાઈ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ
ચરણે કમળ, ચીત ચાલો.  મોરલી વારો રે. ૪



## ભજન નં. ૧૪૯

મીરા હો ગઈ દીવાની, મે કયા જાણું રે
મેતો કયા જાણું રે, મે તો કયા જાણું રે,  મીરા ટેક.
આપણા મંદીરમાં મીરા, ઢોલકી બજાવે
ઢોલકીના નાદ મેતો, રામને રીઝાવે  મીરા ૧
કોરીસી મટકીમાં, ઠંડાસા પાણી
આવો બેસો પીવો પાણી, અંતર જામી  મીરા ૨

ફુટ ગઇ મટકીને, નીકલ ગયા પાણી
ઉડ ગયા હંસા રે ગઇ, નામકી નીશાની          મીરા ૩
બાઇ મીરા કહે પ્રભુ, ગીરધરના ગુણ
ચરણ કમળ પર, જાઉ બલીહારી          મીરા ૪

---

## દોહરો

શ્રમ કરી સઉ વિદ્યા ભણ્યો, મહા પંડિત કહાવ્યો જગતમાં
પણ તેનો સાર  સમજ્યો નહિં, ન થયો ભગવંતનો ભક્ત
ભકિત વીના શ્રમ નહી ફળ સાર, જેમ રાસભ વહે ચંદન ભાર;
જેમ અહિમણિ દ્રુતિ મેળવે અહાર, તેમ તે ઉદર ભરે ધિક્કાર.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળુ,

---

## ભજન ૧૫૦ મુ.

( રાગ કેદારો )

ભટ પંડિતને વેદીઆરે વૈષ્ણવ, તમે ગર્વના કરશો ઘેલારે
જો સમજો તો સોનારે જેવા, કોઈ આવ્યા હોત બીજી વાટેરે
જો મળ મુત્રના હોત તમારે, તો પવિત્ર કહેત તે માટેરે. ભટ
જેનેરે અડવાથી સ્નાન નીપજે, તેનો આ દેહ બાંધ્યો રે
એક ખાણુને એકરે ઉદર, એક રસ્તે ચાર આવ્યા રે ભટ.
એ જીવ તો હવે કયાં જઈ મલશે, મન ઘણું અકળાયેરે
ભકિત સંગત જે જન કરશે, તેની મુકિત થાશે રે.     ભટ
પખાલ કરે કેમ પવિત્ર થાસે, એક મતે શું તાણોરે
નૌધારે ભકિત પ્રેમથી જાણો, સમજીને જગમાં માનોરે ભટ
પ્રેમ આવે ત્યારે પવિત્ર થાસે, આતમ રૂપ ઓળખાશેરે
મીરા કહે પ્રભુ ગીરધરના ગુણ, મન ગોવિંદ ગુણ ગાશેરે. ભટ

## દોહરો

જાતી જુઓ તો ક્ષત્રીની, તેમાં અબળા અધમ અવતાર,
એ વેદાન્તી નહોતી ભણી, ન્હોતો ઉત્તમ કર્મ અધિકાર,
અધિકારવંન એક પ્રેમપ્રતાપ, કર્યા આધીન શ્રીકૃષ્ણજી આપ;
ગોપીચોભાવેજ વંદે ઇશ, દસમી પ્રેમલક્ષણા તે સહુથી શ્રેષ્ટ
સેવો શ્રીકૃષ્ણ કૃપાળુ,



## દોહરો

મહામુંઢમતિ જીવ એ છે કળીનો, સર્વ શાસ્રમા ક્યાંથી ખોળે?
જુવો સકળ સિદ્ધાંત સાર, તે શોધી કીધો છે ટોળે;
ટોળે કરાવ્યો પ્રભુયે મતિ દીધી, નિજ દાસજાણીને કરૂણા કીધી;
ભજો ભક્તિપોષણ ધર્યું ગ્રંથનું નામ, સુણે વાંચે સર્વનું સરે કામ
સેવો શ્રી કૃષ્ણ કૃપાળુ.



# હરતા ફરતા શબ્દની માળા ફેરવવા વિષે



## ભજન ૧૫૧ મું.

[ રાગ એક તારા ]

રામ શબ્દની માળા જપોતો, કટે જનમ જંજાળા (૨)
સત ગુરૂ, રામ શબ્દની માળા, હોજી ટેક.
કર લો કુંચી જ્ઞાન કેરી, ખુલે વજર કેરા તારા, હોજી,
એરે તારાં, કદી ખુલી જાય તો, ઘટમાં હોવે ઉજીયારાં (૨) સત.
આરે કાયામાં પ્રગટ ગંગા, કોણ કરે પથરા પારા, હોજી,

જ્ઞાન ગંગામાં, નાવો અખંડા, મત નાવો નદીઓ નાળા[૨] સત
આરે કાયામાં સાત સમુદર, તેમાં મનને મોટો જાણો, હોજી
આરે સાગરમાં, હીરલા માણેક, ખોજે કોઈ ખોજનહારા [૨] સત
હરી ભજો તો પાપજ નાશે, સત સંગ કરી લે સારા, હોજી
લાલદાસ કહે, ગુરૂજીને ચરણે, એક પ્રેમ પથ નીરાલા [૨]સત

---

દોહા—માળાફેરે કડા ભયો, ગાંઠી હૃદય કી ન ખોય;
હરિ ચરન ચિત્ત રાચિયે, તો અમરાપુર જોય. ૧૨

કબીર સાહેબ કહે છે કે, માત્ર માળા ફેરવવાથી શું થયું ? કારણ કે અંતઃકરણની ગાંઠતો ખુલી નથી અંતઃકરણમાંથી મેલ દૂર કરેલો નથી. અંતઃકરણ તો પાપમાંજ છે. માટે તેના કરતાં તો હરિ ચરણમાંજ, ચિત્ત રાખી ખુશી થવું જોઇએ, અને તે પ્રમાણે કરે તો, તે મનુષ્ય સહેજમાંજ અમરાપુર, સ્વર્ગ જોઈ શકે છે.

---

## ( ગુરૂની ભ્રાનતી વીશે, )

---

### ભજન ૧૫૨ મું.

રાગ ભરથરીનો,

સાચારે સંતો સેવતા—નુગરો સુગરો થઈ જાય
સ્વારથી ઘણા માયામાં ફરે—જગમાં જુઓ છપ્પન લાખ રે
માટે ભજો શ્રી રણછોડરાયને
માતા દેવીને પીતા ગુરૂ રે—જુઓ શાસ્ત્ર વેદમાંહી રે
સેવા કરી સરવણ ભકતએ—તે તો ઉતર્યા ભવ પાર રે
માટે ભજો શ્રી રણછોડરાયને

પુત્ર પુત્રી તો દુખી થયા—જુઓ ચાર દીસા માંહી રે
આતમ જ્ઞાન થયારે વીના—મુકતી કદી નહી થાય રે
માટે ભજો શ્રી રણછોડરાયને
જ્ઞાની સંત કોઇ આવી મળે—આપે બ્રહ્મજ્ઞાન સાર રે
માત પીતા ને ગુરૂ જાણજો—સેવી ઉતરો ભવ પાર રે
માટે ભજો શ્રી રણછોડરાયને
અડસઠ તીરથ પુરણ થયા, જ્ઞાન ગંગા ઘેર આય રે
સ્નાન સમરણ નીત્ય કરતા, અમર ગુરૂ એક પાઈ રે
માટે ભજો શ્રીરણછોડરાયને
કહે લક્ષ્મીદાસ નીશ્ચે કરી—ઓળખ્યો આતમ રાય રે
હરીજનો સૌ ભાવે બોલજો—કહેજો જે શ્રી કૃષ્ણરાઇ રે
માટે ભજો શ્રી રણછોડરાયને



# અજ્ઞાની કર્કશા નારી.

## ભજન ૧૫૩ મું.

—:ગઝલ:—

પુરાણાં પાપ જો જાગે, મળે છે કર્કશા નારી,
અમારી જીંદગી લાગે, ખરેખર ? ખારથી ખારી પુરાણાં,
કુશબ્દો સાસુને ભાખે, નણંદથી સ્નેહ ના રાખે,
નીતિને નીરમાં નાખે, પતિને પણ પજવનારી પુરાણાં
સસુરને શ્રાપ આપે છે, દીયરને દાબમાં રાખે;
ગણે ના જેઠ જેઠાણી, જરા ના લાજ ધરનારી ! પુરાણાં
અજ્ઞાની ગર્વથી ગાજે, બિચારાં બાળને મારે;
પડોશી સાથ લડવાને, બને વિકરાળ વઢનારી ! પુરાણાં

કરી આખો દિવસ ધંધો. ઘણી આરામ ઇચ્છે ત્યાં
કલેજુ કોરતી કુબજા ! વચનના બાણુ મારીને ! પુરાણું
શિખામણુ સ્વામી જો દેશે, કહે જઇ કુવો પુરૂ છું.
અગર આપો અફીણુ ખાઉં, કહી ભય આપતી ભારી ! પુરાણું
સુવા દે શેજ ના સુખે, જગાડે પોરને આખી,
પ્રભાતે કંથ પરવારી, જશે કે નીંદ્રા લેનારી ! પુરાણું
સુખી છે કે દુઃખી સ્વામી, નથી દરકાર દ્વારાને
અરે ! એ વંતરી વળગી, પતિનું રક્ત પીનારી ! પુરાણું
ભલો ભરથાર શિર કુટે ! " ડરે છે ભુત ભુંડાથી "
પડી તે ટેવ ના જાએ, કરીને લગ્ન જખમારી ! પુરાણું
પ્રભુ જો પત્ની આપો તો, સગુણી સોંપજો ભારી;
નહિ તો નાથ ! ઇચ્છું છું, કુંવારી જીંદગી સારી ! પુરાણું

## ગર્ભવાસના વચનનું ભાન.

### ભજન ૧૫૪ મું.

રાગ-ધોળ.

( સાજન એ રાગ. )

ઉંઘ કેમ આવે છે અભાગીયા, જાગ જાગ થવા બેઠું જાનરે
ભજ રામને. ટેક.
ગર્ભ વચન આપ્યું તે ભુલી ગયો, મેલ્યો માયાની જાળ તે તું
મેલરે; ભજ રામને. ૧
સંસાર સુખીયો ખરોરે નીશ્ચે માનજો, લોભ લાલચને
છોડીદે અભાગીયારે; ભજ રામને. ૨

માથે કારાં ફીટીને ધોળાં આવીયાં. તોયે હજીયે ના આવી
તને લાજરે; ભજ રામને. ૩
માથે ફોજો આવે છે કપરી કાળની, તને ઘેરી લેશેરે ચાર
પાસથીરે; ભજ રામને. ૪
શંકર કે છે પાર્વતી સુગરી ચેતજે, શીષ્ય રણછોડ
ચરણુમાં તું ચીતરે; ભજરામને, ૫

## ભજન ૧૫૫ મું.

હું નહી જવું રે; ગાવલડી ચારવાને જશોદા માતા
તમે શું કહો છો, ગોવાળીયાતો સોર કરે છે ઝાઝા
મને સવારના પહોરમાં નવરાવે, મને ઠંડી રોટી ખવરાવે,
પછી ગાયોની પાછળ દોડાવે હું નહી જવું રે, ટેક
મહાવનમાં વાઘ વરૂ રે છે, તે દેખીને તન મારૂં ધ્રુજે છે;
મા મોકલીને કેમ ઉંઘે છે. હું નહી જવું રે. ૧
મા જમનાજળ ભરપુર વહે છે, મને ગોવાળીયા મેણાં દે છે;
મને કાળીયો કાળીયો સૌ કે છે, હું નહી જવું રે ૨
દાસ પ્રીતમનો સુણજો દાવો, રસ પીઓને પુરણ પાવો.
તમે હરી ભજીને લ્યો લ્હાવો, હું નહી જવું રે ૩

## ભજન ૧૫૬ મું.

કાયા ગઢમાં તપાસ, ત્રીવેણી તીર્થ તો સૌ તુજમાં વસે;
જરા દિલમાં વિચાર, બ્રહ્મા, વિષ્ણુ, માહેશ્વર અંતર હસે,

મન ભુત તણીરે પેઠે ભમતું, ચાર દિશામાં રહે છે રમતું;
એને પુર્વેનુ ઘર નથી જડતું, કાયા ગઢમા તપાસ. ૧
આ કાયાને કાશી જાણો, ચાર વરણુ તીર્થ વાસી માનો;
એવું સમજી જ્ઞાન ગંગા જાણો, કાયા ગઢમાં તપાસ ૨
મન મણી કંકરનો ઘાટ જાણો, માહેશ્વર જીવ આતમા માનો;
મરે ત્યારે ઉચકનારા ચાર જાણો, કાયા ગઢમાં તપાસ. ૩
ભાવ મુખ વાણીથી બોલાવે, શામળશા શેઠ થઇને આવે;
ત્યારે સુરતા સીક્કો સીકારે, કાયા ગઢમાં તપાસ. ૪
સૌ સુરતા સીક્કો સંભાળજો, તમે મોહ માયામાં નાજાશો;
કામ કાજ હોય તો અમને લખજો, કાયા ગઢમાં તપાસ. ૫
મારૂં ગાયુ ગાય ગોથાં ખાશે, સમજી ગાયે વૈકુંઠ જાશે;
લક્ષ્મીદાસ કહે મુકિત થાશે, કાયા ગઢમાં તપાસ. ૬

---

## ભજન ૧૫૭ મું.

(રાગ ધોળ.)

સા સરખું ચોઘડીયું છે સારરે,
પ્રભુ પધાર્યા મંદિર મ્હારેરં, ટેક
અણુ તેડયા અલબેલોજી આવ્યા રે,
ગુણે ગમતા ગોવીંદ ઘણું ભાવ્યારે. ૧
હું તો વીલા ના મુકીશ હવેરે,
ઘણે દહાડે આવ્યા મહારે દાવેરે. ૨
અમે સરવે સખી ટોળે થઈશુંરે,
જીવણુ જાશો ત્યારે અમો કહીશુંરે. ૩
અમને આટલા દિવસ ઘણાં વ્હાલારે,
અમે નિર્લજ નારી કહેવાયાંરે, ૪

મે તો લોક કુલની લાજજો લોપીરે,
ઘેર ઘેર ગવાઇ છું હું ગોપીરે, ૫
માટે રણછોડ નહી હઉં જાવારે,
શીર સાટે અમારા છે દાવારે. ૬
હુંતો રોકીને રાખીશ ઘરમાંરે,
ઉભી રહીશ અટકીને ઉરમાંરે, ૭
ઉભી ઉભી હુંતો આનંદ પામીરે,
ઘરો ઘરમાં નીરાંતનો સ્વામીરે, ૮

---

## ભજન ૧૫૮ મું.

પરવરતી એટલે સ્વારથી અને અજ્ઞાની
નીરવરતી એટલે નીરલોભી અને જ્ઞાની

( જાવ જાવ કપટી કાના રાગ )

જા જા પરવરતી નારીરે, તારી સાથ કોણ બોલે ટેક
તેં દુનીઆ કરી છે દીવા નીરે....તારી સાથ કોણ બોલે
તું છળ ભરેલી નારી, તારાથી ગયા સહુ હારી
તું તો કાળ ક્રોધ રહી છું ભારીરે, તારી સાથ કોણ બોલે
તું જગમાં દુઃખી બહુ કરતી, વળી સર્વ જીવને નડતી,
અંતે ચોર્યાસી ફરતીરે, તારી સાથ કોણ બોલે
તને મોહ માયા બહુ વાલી, સાથે નહિ કાંઇ લઈ ચાલી
અંતે થઇ જાશે હાણી રે. તારી સાથ કોણ બોલે
તું લોભ લાલચ બહુ કરતી, વળી ઘેર ઘેર હીંડે ફરતી
સ્વારથની મુડી કરતીરે તારી સાથ કોણ બોલે
તેથી નીરવરતી બહુ સારી, તે લાગે સહુને વાલી
હરી ઘડી નહિ વીસારૂં રે. તારી સાથ કોણ બોલે

નિશ્ચે લક્ષ્મીદાસ કહે છે, સમજે તે માની લેસ
અજાણ્યા ગાફલ રહેશે રે        તારી સાથ કોણુ બોલે

## ભજન ૧૫૯ મું

જાવ જાવ કપટી કાનારે, તમ સાથ કોણુ બોલે,
તમ સાથ કોણુ બોલે—(૨)    ટેક.
મધરાતે બંસી બજાવી, ઘરબાર તજી હું આવી,
મને ભોળીને ભરમાવી રે, તમ સાથ, કોણુ બોલે.
આ વન વગડામાં મેલી, અહીં કોણુ મારૂ બેલી,    ૧
કોઈ સખી મલી છે, અલબેલીરે, તમ સાથ કોણુ બોલે,
આ શરદ પુનમની રાતે, રમવા આવી તમ સાથે,
તમે ઘણું કરાવ્યું કલપાંતરે, તમ સાથ. કોણુ બોલે    ૨
અમે રાખીતી મોટી આશા, તમે કરવા માંડયા તમાશા
અમે બેઠાં ખાઈયે બગાશાંરે, તમ સાથ. કોણુ બોલે, ૩
શું કહીએ તમને ઝાઝું, અંતરમાં ઘણી હું દાઝું;
હરી તમથી હુતો લાજુંરે, તમ સાથ. કોણુ બોલે.    ૪

## ભજન ૧૬૦ મું.

રાગ ઘોળ.

જાય છે જુવાની તારી, જાય છે જુવાની,
હરિના ભજન વિના, જાય છે જુવાની.    ટેક.
કાયા તારી કંચન જેસી, મોતી જેસા પાણી,
મુઆ પછી બાળી મુકશે, થઈ જાશે વાણી.   હરિના ૧
જુવાની તો જાતી રહેશે, પછી થાશે હાની,
જમરાજાના જમ આવે, લઇ જાશે તાણી.   હરિના ૨

માયા તમે મુકી દોને, થઈ જાવો જ્ઞાની,
નરસઇયાનો સ્વામી સાચો, દુનીયા દીવાની. હરિના ૩



## ભજન ૧૬૧ મું.

રાગ—કીર્તન

ભાઇ અમે બાવા રે અમે બાવા,
હાંરે સૌને આલે, રણુછોડરાય ખાવા,
હાંરે હાથે માળા, રણુછોડ ગુણુગાવા રે. ભાઇ અમે—ટેક
હાંરે અમે માથે, નાખ્યો છે છેડો,
હાંરે હવે ના કોઈ. અમને છેડો,
હાંરે નહીં તો થાશે, હરિની સાથે હેડોરે. ભાઇ અમે ૧
હાંરે ઉપર આભ ને, હેઠે ધરતી,
હાંરે હરિ વિના, બીજી નહી વરતી,
હાંરે અમે મુકી, સારી ને નઠતી રે, ભાઈ અમે ૨
હાંરે મારે ઘરેણામાં, ગોપીચંદ ગેરૂ,
હાંરે ઘર રહેવાને, દેવળ દેરૂં,
હાંરે સુખ સજ્યામાં, ધરતીને વેળું રે. ભાઈ અમે. ૩
હાંરે કહે **પ્રીતમ**, મમતા મુકી.
હાંરે ડગ ભરીએ, ફુંકી ફુંકી.
હાંરે ના પડીએ, ચોરાશીમાં ચુકી રે ભાઈ અમે. ૪

---

## દોહરો

જોર કરીને જીતવું, ખરેખરૂ રણુ ખેત.
દુશ્મન છે તુજ દેહમાં, ચેત ચેત નર ચેત, ૨૩

## ભજન ૧૬૨ મું.

### ( રાગ ધોળ. )

શેઠ શામળશા કીધો રે, જેને ખોળે શીર આપ્યું,
નાણું ખરૂ જેના નામનું ત્રણ લોકમા ચાલ્યું. શેઠ. ૧
અવર વેપાર ઉઠાવીયો, કાઢી કર્મની કોઠી,
લખરે ચોરાશીમાં ભટકીયો, તેની ખટખટ મોટી. શેઠ. ૨
તેના બે છળભેદ છોકરા, તે તો થઇ બેઠા ભોગી,
દગાને લાવ્યો દુકાનમાં, વળી લાવ્યો તે લોભી. શેઠ ૩
હરખ શોકની હુંડી કરે, મન મુનીમ મોટા,
વાણોતર તો વધી ગયા, પછી આવ્યો છે ટોટો. શેઠ ૪
વ્યાજ ડુલ્યું વછીઆદનું ખાતું નવરે જોયું,
મેળના કાઢો વ્રતનો, આપેઆપ વગોવ્યું. શેઠ ૫
અંતેના જોયો આવરો, ભરમ મંગળ ચલાવ્યું,
નવદ્વાર નાઠો ફરે, સાથે કાંઇ નારે આવ્યું. શેઠ. ૬
વીમો લુટાયો વાટમાં, વણ પ્રીછેરે વાણી,
મછવા સા અહંકારના, બુડીયા વણ પાણીરે, શેઠ. ૭
આથી પોથી જે હતી, તે સરવે ખોઇને બેઠા,
જમડા આવ્યા જ્યારે લુંટવા, નાશી ઘરમાંરે પેઠા શેઠ. ૮
લાખેરે લેખાં લોભના, જર નહી મલે જરીકે
પુન્ય પાપની કોથળી, ખાલી રહી રે ઉસીંગે. શેઠ. ૯
ચીત્ત તણા જે ચોપડા, તેને મુકયારે જોઈ,
પાના છે પડપંચના, તેને નાખ્યારે ધોઇ. શેઠ. ૧૦
શોધી કાઢયા સાચા શેઠને, વેપાર વધાર્યો,
લેખુંરે પેખું લાભનું, આપીને [illegible]ાર્યો. શેઠ. ૧૧

નીરભય થઇ નાણું કીધું, ઢાંકયું છે દેવાળવુ,
નરસીંહ મહેતો કહે નહીં કરૂં, ધોળા ઉપર કાળુ, શેઠ. ૧૨

## દોહરો.

આફુલ રહીશ ગમાર તું, ફોગટ થઇશ ફજેત
હવે જરૂર હુશીયાર થઈ, ચેત ચેત નર ચેત. ૨૪

## ભજન ૧૬૩ મું. ધુન

જે શ્રી રે કૃષ્ણ, જેશ્રીરે વિઠ્ઠલ
જે જુમના શ્રી, નાથજી રે
આગળ પાછળ ગૌવા બીરાજે, વચમાં હમારા નાથજી રે,
નાનારે સરખા નાથજી રે, જે રણુછોડ મહારાજા રે.
કળજુગના જે નામ ઓધાર્યા, મુસ્તક ધરીઆ હાથજી રે.
રણુછોડરાયની બલીહારી રે, ના બોલે તેને જખમારી રે.
માખણચોર મહારાજા રે, છેલ છબીલા છોગાળા રે,
ઠાકોર નાથ મહારાજા રે, લક્ષ્મીદાસના લટકાળા રે.

## ભજન ૧૬૪ મું. દાદરો

બંસરી બજાઈ આજ, રંગસે મોરારી— ટેક.
બાંસરીકી ધુન સુનત, શંકરકી તાલી છુટી,
વેદ પઢત ભુલ ગયે, બ્રહ્મા બ્રહ્મચારી. ૧
જલ થકી જીવ મોહે, મોહે પંખી ભારી,
ગોકુલકી ગ્વાલન મોહે, મોહે બ્રીજનારી. ૨
જમના જલ થકી રહયો, સુધના સંભારી
સુરદાસ મદન મોહન, તીન લોક તારી. ૩

## ભજન ૧૬૫ મું.

( રાગ–ગરબીનો. )

મારા પ્રાણ તણા વિસરામ, બાંકા વનમાળી.
અબળાના આતમરામ, બાંકા વનમાળી ટેક.
હરતાં ફરતાં ધંધોરે કરતાં, ચીત તમારે ચરણેજી
અધ ઘડી અલગુ ન ગોઠે, નીરખુ નઈણેજી. વાંકા. ૧
સુરત સોહાગણુ સનમુખ ઠારી, રહી છે નિશદીન નીહાળીજી
બીજુ તો ભુધર ના ભાવે, તમ સાથે છે તાલી. વાંકા. ૨
વીલંબ ના કરશો વહેલા પધારો, અરસપરસ મન બાંધ્યુજી,
એકાંતે ઉભી અલબેલા, અખંડ સાધન સાધ્યુ. વાંકા. ૩
શું કહીએ તમે વાહલા આવો, મોહન વર મને મલીયેજી,
તમે વીજોગે વહે વન્હીમાં. વણુ બાળ્યાં બળીયેજી. વાંકા. ૪
વર વર્યા એક તમને ત્રીકમ, નીરગુણ નામ તમારૂંજી.
નીરાંતના સામી વશ કીધું, મન અટકયું છે માહારૂ. વાંકા, ૫

---

### દોહરો.

નામ સમોવડ કોઈ નહી, તપ તીરથ વ્રત જોગ,
નામે પાતક છાંડીએ, નામે નાસે રોગ. ૧
રામ નામકી ઓષધી, ખરી નીતસે ખાય,
અંગ પીડા વ્યાપે નહી, મહા રોગ મટી જાય. ૨

## ભજન ૧૬૬ મું

ચાલો ચાલો ભક્તિના રૂડા, સાથમાંરે લોલ
વેદ ચારે રણછોડજીના, હાથમાંરે લોલ
મહેતા નરસીંહની, નીંદા કરી નાતનાએ લોલ

વાલે ભેગા બેસાડયા, એક પ્રાંતનારે લોલ
વાલે હીરણ્યાકંશ માર્યો, એક વાતમાંરે લોલ
એના મોત નહોતા, દીવસ નેરાતનારે લોલ
ચોટ વાગી ટાળી તે, કોઇથી ના ટળેરે લોલ
ચાચ કોટી ભુવાને, ભેગા કરોરે લોલ
હુંતો બાવળી ફરૂં છું, મારા મદમાંરે લોલ
હું તો સમજી, રણછોડજીના પદમાં રે લોલ
મહા મંત્ર સુણાવ્યા, મારા કાનમાંરે લોલ
મલ્યા રણછોડજી, વાટે કહ્યું સાનમાંરે લોલ
મગન થઇ લક્ષ્મીદાસ, બોલીયારે લોલ,
મહારા મનના મનોરથ, સરીયારે લોલ.

## ભજન ૧૬૭ મું.

( કેમ નાંખી દેવાય એ રાગ )

હાંરે કેમ કાઢી નખાય ( ૨ ) પહેરી માળા રામ નામની.
હાંરે વાલા એ તો છે, વૈકુંઠ ધામનીરે. હાંરે કેમ. ૧
એ તો માળામાં, નાણું નથી બેસતાં,
હાંરે વાલા એ તો છે, રણછોડરાયની રે હાંરે કેમ. ૨
એ તો માળાને, અંતરમાં રાખવી,
હાંરે વાલા નથી એ, કંઈ દોડધામની રે હાંરે કેમ. ૩
મનડાની માળા એ તો, અંતરમાં રાખવી,
હાંરે વાલા નથી, બાર દેખાડયા કામનીરે. હાંરે કેમ. ૪
માળા દેખીને જમ, કીંકર નાસે;
હાંરે વાલા એતો છે, અંત સમે કામનીરે. હાંરે કેમ. ૫

લક્ષ્મીરેદાસ કહે, મગન થઈને,
હાંરે વાલા એતો છે, અમુલ્ય મુલનીરે    હાંરે કેમ. ૯



## ભજન ૧૬૮ મું.

( રાગ ધીરાના ચાબખાનો )

સાંભળોને મીત્રો, અમારી એક વાત,
ચેતોને ચંચળ, ચીતડે આજ,
જાણો જો તમે નીશ્ચે મરવું, તો તો મુકોને કુડુ કરવું
આડી ટેડી કદી હશે નહી, ચોખો ચટ પરભાત
શું ગલાવું એતો પંડીતોને સોંપ્યું, થઇ જેને કાલી રાત સાં.
અમે જેજે બોલું તે જાણો. ચારે વેદમાં ખ્યાત.
અટાપટાની ભાત મલે નહી, નહિ નાતને નહિ જાત. સાં.
નાનામાં નાની મોટામાં મોટી, રણછોડની એક વાત.
એ બોલમાં હું તોલે બતાવું, જલે કરમનો કાટ.    સાં.
ઉપદેશ જો કાંઈ તમે સમજોતો, ખરી કહીએ છે વાત.
ખરખરો હોય તો ખાંતેથી કહેજો, જણાવી દઇશું જાત. સાં.
નીરાંતે નામની કોણ બરોબરી, વીશ્વાસ જો મન રાખ
લક્ષ્મીરેદાસ કહે રણછોડ રાયને, વચને બાંધીને રાખ સાં.

---

## ભજન ૧૬૯ મું.

હાંરે કોઇનો, ભાર ન રાખે મોરારી,
આપે વ્યાજ સહીત વનમાળી,
હાંરે સુદામાંના તે, તાંદુલ લીધા.
તેના મોહલ, કંચનના કીધા રે,    કોઇ. ૧

હાંરે થોડું ચંદન, કુબજાનું લીધું,
તેનું રૂપ, અનુપમ કીધું રે. કોઈ. ૨
હાંરે પાટો બાંધ્યાની, પીડાઓ જાણી.
ચીર પુર્યાં તે, દાસી જાણી રે, કોઇ. ૩
હાંરે દ્રૌપતીનું આવ્યું, એવું ટાણું.
ચીર પુર્યાં તે, નવસો નવાણુંરે. કોઇ. ૪
હાંરે તમે ગ્રજને તે, ગ્રહથી છોડાવ્યો.
એક નામે, અજામેલ તાર્યાં રે. કોઈ ૫
હાંરે પ્રહેલાદની, પીડાઓ જાણી.
થંભે પ્રગટયા, પુરૂષ પુરાણી રે. કોઇ. ૬
હાંરે રોહીદાસની, પાતળી લીધી.
હુંડી શામળશા, નામે કીધી રે કોઇ. ૭
હાંરે ગોવાળીયાએ, ઓચ્છવ કીધો.
ટચલી આંગળીએ, ગોર્વધન તોળ્યો રે. કોઇ. ૮
હાંરે મહેતા નરસૈયાની, પીડાઓ જાણી.
મધ રાતે લાવી, પાયા પાણીરે. કોઇ. ૯



### દોહરો

આશા ન કરે ઓરકી, આપ કરે ઉપકાર;
જગમાં સો જન જાણીએ, ભગવંતી અવતાર. ૧૩



## ભજન ૧૭૦ મું.

( રઘુપતિ રાજ રૂદયમાં રેજો રે ) એ રાગ.

સમાગમ સંતનો સુખ કારીરે. લ્યોની રામ નામ રૂદે ધારી. ટેક.
ગુરૂવારે ગુરૂઘેર જઈએ રે. ગુરૂ રાખે ત્યાં બેસી રહીએ રે.

હરી ભજી હરીજન થઈએ, સમાગમ ૧
શુક્રવારની શીક્ષા સારીરે, જે જે કહેતે લેવું શીરધારી રે.
ગ્યાન ભગતી વીજ્ઞાન વીશારી. સમાગમ ૨
શનીવારે તે શું શું કરીએ રે, જોજો કરીએ તો ફરીફરી મરીએ રે
સરવે મુકી રણછોડ સાથે વરીએ, સમાગમ ૩
રવીવારે તે રજની વીતીરે, ઉગ્યાં ગ્યાન ભાન સમ રીતીરે.
થઈ વ્યાપીક વસ્તુની પ્રીતી. સમાગમ. ૪
સોમવારે તે સાને દોડો રે, નેમ વ્રત કરી તન તોડો રે;
હરી નહી મળે વેલો કે મોડો. સમાગમ ૫
મંગળવારે તે મન સમજાવો રે; સમજાવી ગુરૂ ઘેર લાવોરે
મટે જનમ મરણનો દાવોરે સમામગ ૬
બુધે બળવંતની બાંહી ઝાલી રે. જોયા વેદ પુરાણ નીહાળી રે
શીદ જાઉ બીજે ઘેર ચાલી, સમાગમ ૭
સાતે વારે ગુરૂગમ કહીયે રે, સમજી રણછોડરાયને ગઈયે રે,
નીરખી તદવત રૂપે થઈયે. સમાગમ ૮
ગુરૂ નીરાંત મળીયા જ્યારે રે, ગોવીંદ ઠરીને બેઠાઠીક ત્યારેરે
નહી કીરીયા કરમ હવે મારે સમાગમ ૯

---

## ભજન ૧૭૧ મું

કોઇ સંત રહે લવલીન; એક ઘર જાના હે દો દીન; ઠેક
નહિ કોઈ પંડિત નહિ કોઈ કાજી, પાંચ તત્વ તીન ગુણ
કોઇ સુણુત કોઈ કાન છેદાવત, દુગ્ધા આપે તીન—એક ૧
કોઇ દાટે કોઇ પુકિ આવે, દેખો જગતકી રીત
કોઇ ભુત કોઈ પ્રેત બનોહે, કોઇ ઝિંદ કોઇ પીર—એક ૨

કોઈ સંધ્યા કોઈ નિમાજ પઢત હે, કોઈ ધ્યાનમે લીન
રામ રહીમ એક કર જાણે, સોઈ સંત પ્રવિણ—એક ૩
ચાર વેદસે નહી કોઇ ન્યારા, ભેદ સંતકુ દીન
નિરમલદાસ જગતસે ન્યારા,રામ રહીમ મે. લીન—એક ૪

---

## ભજન ૧૭૨ મું.

અબ મોહે જાણુ પડી હેગી, દુનિયા મતલબકી ગરજી ટેક
જબ લગી બેલ વહે ગાડીમાં, તબ લગી એના ધણી
પુરા પંથકો ગાસ દેવે નહી,ફિરતા હે ગલી ગલી—અબ ૧
ભાઇ બંધ ચોર કુટુંબ કર્બીલો, સબ માયા કે ધણી
ઉડ ગયે હંસ કાયા કુમીલાની,ઘરમેં સુત કંકરી—અબ ૨
ઘર બેઠી અરધંગી સીઓ. સોઇ સંગ નહી ચલી
તિનદિન તેરા કે ભિતર, દુસરા ખસમ કરી —અબ ૩
નિરમલદાસ અજોધ્યા વાસી, ગરકી પતન કરી.
ચાહે આવે કોઈ નહિ આવે, નિરમલ મસ્ત પડી.—અબ ૪

---

## ભજન ૧૭૩ મું.

વહાલા ઘટમે રહે શ્યામ. ગુરૂ તો મેરે ગટમાં રહે શ્યામ
સબકો પિયા પરદેશ સિધાવે, કાગદ આવે ને જાય.
હમેરા પિયા રૂદે બસત હે, અંતર ખોલો તો દરસાય-ગુરૂ
જ્યાં જોઉં ત્યાં આપ બીરાજે, સ્થાવર જંગમ માય
એસો ધ્યાન લગો તન મનસે, મુખે કહ્યો નહિ જાય —ગુરૂ
એસિ તાલો લાગી ભજનમે, પલ ભર વિસરી ન જાય
આઠ પ્રહોરકિ ચોંસઠ ઘડિયાં, આનંદ ઉર ન સમાય—ગુરૂ

અરધ ઉરધ કે બિચમે, હર દમ પિયા દરસાંય
એસી રહેણી રહેજો કોઇ તો, આવા ગમન મિટ જાય–ગુરૂ
આદ અંત કછુ ના બને, મધ્યમાં સો બની જાય
નિરમલદાસ કહે ભગતનકું સોહી પરમ પદ પાય–ગુરૂ

—•—

દોહરો

સંત કબહુ ત્યાગત નહી, ધર્મ સહીત હરિ ધ્યાન;
મુકત કહે ભવ સમુદ્રમે, સૌ મુની નાવ સમાન, ૧૪

ભજન ૧૭૪ મું,

(રાગ ગરબી)

જોનેરે બેની, કા'નુડો દીસે છે રૂપાળો
મોહન વરતો, મીઠી મોરલીઓવાળો. ટેક.
જમુનાને આરે, મધુરીસી મોરલી બજાવે
શબ્દરે સુની, મોહ્યા છે મનરે ભાવે
ચરતી રહી ગઇ, વાછલડી કેરી માયે. જોને રે. ૧
પાતળીયાજી, ચાલે છે મધુરીસી ચાલે
હબચીએ હીરલો, ટબકુ કીધુ છે ગાલે
મકરાકૃત કુંડળ, ઝળકે છે કાને. જોને રે. ૨
પાયે વાજે, ઝાંઝરનો ઝણુકાર
મસ્તક પર, મુગટ ધર્યો છે રસાળ
અંગેરે ધરીયા, જરકશી જામા સાધારે. જોને રે. ૩
નખ શીખ, છબી રણછોડજીની ન્યારી
રોમે રોમે વ્યાપી, રહયા વનમાળી
રખે રે જાતા, મુજ અબળાને વીસારી. જોને રે, ૪

જોને રે બેની, ઘેલી કરી નંદ્દાજીયે
છાના દુઃખડાં, કોના આગળ જઈ કહીએ
બાઝી ગયા, ડચુરા મારા હઈયે. જોને રે ૫
પાતળીયાજી, પાલવડો પકડયો મેં તારો
હવે મને, સંસાર સાગરથી ઉગારો
ભક્તિદાસ, કહે છે હુતો છું તમારો જોને રે ૬



## ભજન ૧૭૫ મું.

( રાગ મામેરાનો–ઘોળ )

રણછોડરાય આવ્યા છે, મ્હારે ઘેર હેલી,
મોહનવરને, જોઇ જોઈ થઇ છું હું ઘેલી ટેક
ત્રીકમજીને સાથે, લાવ્યા છે રે તેડી
સઇયરો મેં તો, કુળની મરજાદાઓ મેલી રણછોડરાય ૧
જગત તણા, વેણ લાગે મને ખારાં
પ્રભુજીનાં વચનો, લાગે મને પ્યારાં રણછોડરાય ૩
સગાને લેવું દેવું, પડે છે રે છેટું.
નીરાંતને પ્રેમ, કરી ને રે ભેટું રણછોડરાય ૩
કુસંગી તો પડે છે, મોટા રે મોટા ખાડે;
સતસંગ ઉભી; રહીને રે કાઢે રણછોડરાય ૪
મગન થઇ એક, નિષ્ટાએ જે ગાએ
તેનીરે દેહ શુદ્ધાંએ, ધામેરે જાયે. રણછોડરાય. ૫
બંગલામાં બેઠો બેઠો, એ ઘાટ ઘડાવે,
ભક્તિ કરે તેની, વ્હારે વ્હેલો આવે. રણછોડરાય. ૬
ઠાકોર નાથ લાડ તો, બહુરે લડાવે,
લક્ષ્મીરેદાસ, રાધા કૃષ્ણ ગુણ ગાવે. રણછોડરાય. ૭

# કક્કાનું પદ.

## ભજન ૧૭૬ મું.

એકડે એકો નૌવધા ભક્તિને ભેટો—બંધુ બેનો ભવસાગર તરવો સ્હેલ છે.
સમજણ સઉની લઇયે—મન માને તે ઘેર જઇએ-બંધુ બેનો
કૃષ્ણ કેજો ભાવે—તો જન્મ મરણ નહિ આવે-બંધુ બેનો.
ખલક ખેલ ખોટો—કાયા પાણીનો પરપોટો—બંધુ બેનો.
ગરજ હોય તો ગાજો—ભક્તિથી સુખીયા થાશો-બંધુ બેનો.
ઘરમાં મનને રાખો—ભક્તિનો સ્વાદ ચાખો-બંધુ બેનો.
ચતુર થઇને ચેતો,—નહી તો થાશે ફજેતો-બંધુ બેનો.
છલ વિધ્યા દેજો મુકી—પ્રભુ પદમાં રેજો જુકી—બંધુ બેનો.
જરૂર જાવુ પડશે—ત્યાં જમડા આવી નડસે-બંધુ બેનો.
ઝટપટ કારજ કરજો—ભક્તિનું ભાથુ ભરજો-બંધુ બેનો.
ડગમગ આંખે જુવો—અજ્ઞાન અંધારો કુવો-બંધુ બેનો.
ઠગણી ઠગીને જાશે—પાછળ પસ્તાવો થાશે-બંધુ બેનો.
ડહાપણમાં શું ડોળો—આ ભવસાગર છે બોળો-બંધુ બેનો.
ઢગલા ધનના જોશો—આવ્યું સૌ એળે ખોશો-બંધુ બેનો.
તજોને ઠાઠ ઠાલી—જાવું છે હાથે ખાલી-બંધુ બેનો.
થર થર કાયા ધ્રુજે—ઘડપણમાં કંઈ ના સુજે—બંધુ બેનો.
દયા ધરમને રાખે—મારૂં તારૂં સરવે નાખો-બંધુ બેનો.
ધરણીધર છે સાચો—કાયાનો ખેલ કાચો—બંધુ બેનો.
નટવર નામ લેવું—વઢવાથી અળગુ રહેવું-બંધુ બેનો.

પરમાત્મા છે મોટો—તે વીનાનો ખેલ સૌ ખોટો-બંધુ બેનો.
ફક્કડ થઇને ફરશો—તો ચોરાશીમાં પડશો -બંધુ બેનો.
બડાઇ સરવે મુકી—હવે સતના ઘરમાં જુકી-બંધુ બેનો.
ભટકાવ છો શા માટે—જાવોને પ્રેમની વાટે-બંધુ બેનો.
મન મરકટને પકડો—એને પ્રેમની સાંકળે જકડો—બંધુ બેનો,
યમ નીયમથી રહેવું—રણછોડરાય મુખથી કેવું-બંધુ બેનો,
રણમાંથી છુટી જાશો—હરિના જેવા થાશો-બંધુ બેનો,
લઈ લેજો સાથે નાણું—ઓચીંતુ આવશે આણું-બંધુ બેનો.
વૈકુંઠના વ્હાલો વાસી,—હું જ્યાં જોઊ ત્યાં કાસી-બંધુ બેનો.
સાચાનો સંગત કરજો—નીરલોભીની સંગે ફરજો-બંધુ બેનો.
સકલ જગતમે જોઈ-હવે રામ નામ ધનને મોહી—બંધુ બેનો
શાન્તીમાં જઇ ઠરજો—મન હરી વર સાથે વરજો-બંધુ બેનો.
હલદર વીરા વરીયો—મેં અવીચળ ચુડો ધરીયો—બંધુ બેનો
લક્ષ્મી તેની દાસી—રણછોડરાય આવે નાચી-બંધુ બેનો.
ક્ષમા ધર્મને પાળો—મોહ માયા મમતા ટાળો-બંધુ બેનો.
જ્ઞાન ગંગામાં ન્હાસો—તો અમરા પુરમાં જાસો-બંધુ બેનો.
લક્ષ્માદાસ વાતો માણી—બ્રહ્મ જ્ઞાન લેજો જાણી-બંધુ બેનો
હરીજન મંડળ કહે છે—સૌસુરત શહેરમાં રહે છે-બંધુ બેનો



## ભજન ૧૭૭ મું.

રાધા અને કૃષ્ણ, સંતોરે તમે સુણ્યા,
રૂક્ષમણીને કૃષ્ણ, જોઇ તારા શીષ ધુણ્યા, ટેક.
સતભામા કૃષ્ણ, નામે રે તમે જાણ્યા,
કાલિંદ્રિને તીરે, જેણે સુખ માણ્યા. રાધા. ૧

ગોપી અને કૃષ્ણ, એકે રે મેકે રમતા,
રામ અને સીતા, તો વન વનમે ભમતા રાધા. ૨
શીવ અને શકિત, તે તો સુણ્યાં હશે,
બ્રહ્મા ને સાવિત્રી, તારેરે મન વસે રાધા. ૩
એમ દેવ બબ્બે, નર અને નારી,
એતોરે ખરૂં હશે, ખોટોરે ગયા હારી રાધા. ૪
એવું મને આવ્યું, તે આજે કહું છું,
પુરૂષને પ્રકૃતિ, જાણીને સુખી રહું છું રાધા. ૫
એ તો છે બે કેવા, તે તમને સમજાવું,
પછીરે નહીં ભાઇ, તારે કાંઈ જાવું, રાધા. ૬
કદીરે ધ્યાન રાખે, તો સબ વાત જાણે,
ધ્યાન કદી ચુકે, તો કછુ નારે માણે, રાધા. ૭
પુરૂષ રૂપ દેવા, જાકો રે બ્રહ્મ ભાખે,
અપાર ગુણ જેના, નિગમ નેતી દાખે. રાધા. ૮
કોઇરે નવ જાણે, રૂપરે એનું કેવું,
લક્ષ્મીદાસ કહે, જેનેરે હુંતો સેવું. રાધા. ૯

---

## ભજન ૧૭૮ મું.

### ( કેદારો રાગ )

માયાને મસ્તાનીરે માનો, સમજીને મારૂ સાચુરે, વહાલા
એતો રંડાનું તમેરે બાળો, શોધી શોધી એનુ ડાચુંરે,
વહાલા ટેક.
તો તોરે તરવું પાર ઉતરવું, દેખોને સબ કોઈ ભાઇરે, વહાલા
માલવામાંરે કછું નહીં હે, કેશાતો કરના મુંઝાઇ રે. વહાલા ૧
માયાકો રૂપ કે'શેરે કેના, વાંકોરે રૂપ નહિ કીજે રે, વહાલા

બડે બડેકુ ઓહીરે ભુલાવે, સંતોરે ચુપચુપ રહીએ રે,
વહાલા ૨

રૂપ જો એનું હું, કેહેવારે બેસુ, મને આવીને વળગે રે વહાલ
મારી કહાડીછે, મહારે શ્રમથી. હોલ વેલું જુવો સળગે રે.
વહાલા ૩

તોએ તમારો, શંશેરે કાઢું, એ છેરે એવી ફુત્તી રે વહાલા
પલ પલમાંહી. મનને ફીરાવે, જાનોરે એને ધુત્તી રે. વહાલા ૪
માત પીતાની, સગાઈ મુકાવે, ત્રીયાની જઇ જોડે રે વહાલા
ખત્તારે એતો, ખુબ ખવાડે, આવ્યો તેને ના છોડો રે,
વહાલા ૫

એનોતો નેમ છે, મોટામાં મોટો,સંત સાધુને સરવ્યા રે, વહાલા
હરિ ગુણુથી એતો વેગળા રાખે, નામ દો એનું જાવા રે
વહાલા ૬

મિત્રોરેજો, સમજો, તો કહીએ, માયાથી વેગળા રહીએ
રે, વહાલા
સુખ દુઃખ એના, વિના પડે તો, એવા દ્રઢને સહીએ રે.
વહાલા ૭

સાચીરે સમજ, એ છેરે મારી, વારે વારે શું કહીએ રે, વહાલા
માયારે મુકે, વાકુંરે જોગી, નીરાંત મુખેરે કહીએ રે. વહાલા ૮
માયારે છોડી તેનું પારખું, છેરે સહેલામાં સહેલું રે, વહાલા
ધન તમે તો આપીને જોજો,મનછે કેવું એનુ મેલુંરે વહાલા ૯
ધન આપો ત્યારે તેતો બોલાવે,ના આપો ત્યારે થાય મુંગોરે વહાલા
એવા ગુરૂને, ધકકેરે મારો, ઘરનીતે વાટ, ના સુંઘોરે, વહાલા
લક્ષ્મીરેદાસને,માયારે વળગી,કાન પકડ કરી અલગીરે, વહાલા
નીરાંતે કહે,ચીતામાં રેજોજો,બેઠી બેઠી જુવો સળગીરે વહાલા ૧૦

## ભજન ૧૭૯ મું.

( રાગ કેદારો. )

ષડ રીપુને, તમે જીતો રે સંતો, કથા સુણીને મારી રે વહાલા
તરવાની તમે, એ તો રે જાણો, ખરી બતાવુ બારી રે ,,
કામ કઠણ છે, જાણોરે એ તો, અમોરે મુખથી ભાખુ રે ,,
ગુરૂ ગમે તો, સહેલુંરે સટ છે, મારગ તમને તો દાખું રે ,,
સતસંગત તો, રોજેરે કરવી, પેટરે પુરતું કમાવું રે ,,
તેમ છતાં પણ, કોઈ આપે તો, બેઠારે બેઠા ખાવું રે ,,
અતિ આહાર જાણીરે તજવો, એ પણ એક છે ખોટુ રે ,,
રણછોડ રણછોડ, બોલ્યારે કરવું, નામ નિરંજન મોટું રે. ,,
લુબ્ધામેં મીત્રો ચીત નહી રખના, મેરા તેરા સબ છોડો રે ,,
ષડરીપુ તો, તેરી રે પાસે, દો હાથ આવીને જોડે રે, ,,
મેનેરે કહયા એસારે કરજો, પીછે અરિશે ડરજો રે ,,
ક્યારે કરતા હે ઓતો રે આઇ, ગુરૂ પદ મીત્રો ધરજો રે ;;
લક્ષ્મીદાસકું, નિરાંત ભઇ હે, નામકી નિશા મીત્રો પીધે રે.,
ભક્તિસે આપે, જાન લીયા હે, એતોરે કહાશે બીધેરે. ,,

---

## ભજન ૧૮૦ મું.

( રામ નામ ગાતા મુરખ શરમાય છે. એ રાગ )

હરિગુણ ગાતા, મુરખ શરમાય છે.
હાંરેજુવો એનો, અવતાર એળે જાય છે. ટેક ૧
હરિજનો સત, સંગતમાંરે જાય છે,
હાંરેપેલો પાપી, ઉરમાં બળી જાય છે. હરિ ૨

પ્રેમીજન જ્ઞાન, ગંગામાંરે નાહ્ય છે,
હાંરેપેલો મુરખ, કુથલીમાં ગુંથાય છે. હરિ ૩
હાંરે દાસ બને તો, સંસાર તરાય છે.
હાંરેનાગર કુળમાં, નરસયો ગણાય છે. હરિ ૪
હાંરેસારી શિખામણે, સમજાય છે.
હાંરેહરિ નિશ્ચયના, ઘેર વસી જાય છે. હાર ૫
અજ્ઞાન સ્વાર્થી, જગમાં ભટકાય છે.
હાંરે નિર્લોભીસંગે, તરી જુવો જાય છે. હરિ ૬
પ્રેમદાસ કહે, મુરખ તું માનને.
હાંરે પ્રભુ વિના જીવ, નર્કે ડુબી જાય છે. હરિ ૭

---

## ભજન ૧૮૧ મું.

( ગોવિંદના ગુણ ગાજોરે તેથી મંગળ થાશે એ રાગ )

બંસીવાલો ઘનશ્યામ, બાઇમારા રૂદિયે વસ્યો છે.
ગાયતણો પ્રતિપાળ, બાઈમારા રૂદિયે વસ્યો છે. ટેક.
ધેનુ હુંકારતોને, ગીતા લલકારતો.
મલ્યા પુર્વતના, સંસ્કાર, બાઈમારા ૧
બંસી બજાવીને, મનને રીઝાવી
અંતરમાં, કર્યો ઉજાસ બાઇમારા ૨
કાળજા કોર્યાંને, મનડાંરે ડોલ્યા
જડયા મુને, પરદેશ ના પંથ. બાઈમારા ૩
પ્રેમ ચખાડયોને, ક્રોધ હઠાવ્યો
લક્ષ્મીદાસ, મહારાજ બાઈમારા ૪

શબ્દ સુણાવીને, મનને મનાવી
પ્રેમદાસનો, આધાર બાઈમારા ૫

---

## ભજન ૧૮૨ મું.

## ગુરૂ વિરહ

( કૃષ્ણ કેમ લાગી વનમાંવાર. એ રાગ )

અમને તરછોડી, ગુરૂજીના જાવો, વિજોગે નહિ વેઠાસે.
એક પળ જુગ, જેવીરે જાશે, વિજોગે નહિ વેઠાશે.
રાજનગરમાં, ભકિતરે કરતાં.
જેથી અંતરમાં, થાતો આનંદ વિજોગે ૧
કાયા વાડીમાં, પ્રેમ પુષ્પો ખીલવ્યા,
એમને ચુંટવાનું, કોઇથીના થાય. વિજોગે ૨
ખીલી ફુલવાડી, વણસીરે જાય છે,
જળતો કોઇ નથી, સિંચનાર. વિજોગે ૩
ફુલડાં ખીલતાંને, પ્રેમેરે સુંઘતાં.
ક્યાંથી પડીયો, વિરહનો ઘાવ. વિજોગે ૪
વિનવે સુરતા, નગરીના પ્રેમીજનો.
વહેલા મોકલો, લક્ષ્મીદાસ મહારાજ. વિજોગે ૫

---

ભાગ ૬ ઠો સમાપ્ત.

શ્રી રણછોડરાયની જય.

# નૌધાભક્તિ પ્રેમરસ.

## ભાગ ૭ મો.

### ભજન ૧૮૩ મું.

( જયાં લગી આત્મા તત્વ ચીન્યો નહીં એ રાગ. )

ભારે થયા ભણી ભણી, વિદ્યાઓ ઘણી ઘણી;
નાગ શીરો મણી, નાગ જેવા,
મણીરે ઉદયોગ કરે, અંજાયા જીવ ચરે;
એમ ઉદર ભરે, નાગ દેવા, ટેક.
આપે ના ઓળખ્યું, સારમાં સાર લખ્યું;
જ્ઞાન વીના વણુ ભસ્યું, અંત આદે;
ભુલ્યા ભણ્યા ગણ્યા, કયાં જશો અણુભણ્યા;
તુંતુ તણી વાંણી રે, નેક નાદે. ૧
વ્યાસનો વેષ ધરી, સમજણ શી કરી;
આશા ના પરહરી, ઢોંગ ધારી.
માન મોટા કરે, એટલા અનુસરે;
મનમાં ફુલ્યા ફરે, ભુલ ભારી. ૨
આપે ઓળખ્યા નહીં, અલખ લખાય નહીં,
વાણીએ કહેવાય નહીં, શું રે કહેશે.
પુન્ય ભાગવત તણું, પંડીતે એમ લહયું;
ભાર વહયા ઘણું, ને ભાર વહેશે. ૩

આપમાં આપ છે, વિશ્વમાં વ્યાપ છે;
અજંપા જાપ છે, નામે નીરખો;
નિરાંત નામ છે, આદીનો વિશ્રામ છે;
ઠરવાનો ઠામ છે, પ્રેમે પરખો. ૪

---

## ભાવાર્થ ૧૮૪ મો.

# લક્ષ્મીજી અને ભગવાનનો સંવાદ

---

લક્ષ્મીજી ભગવાનને કહે છે કે, મારા ભકતો જગતમાં ઘણા છે, અને તમારા ભકતો થોડા છે, મારા ભકતો મનેજ માને છે, અને મનેજ સેવે છે, ત્યારે કૃષ્ણ કહે છે મારા ભકતો તને નહિ સેવે, અને મારૂંજ ભજન કરશે, ત્યારે લક્ષ્મીજી કહે છે કે મને ખાત્રી શી, કે તમારા ભકત કેવા છે, તેથી ચાલો આપણે ખાત્રી કરવા જઈએ. ભગવાન કહે છે કે, તમે બનો બ્રાહ્મણી અને હું બનું બ્રાહ્મણ, ચાલો આપણે જઈએ, એમ કહીને નગરમાં આવ્યા, ત્યારે લક્ષ્મીજીના ભકત,પાંચ પચાસ જમાતનું ટોળુ, ભાગોળે પડેલુ, ત્યારે એક વાણીએ તે જમાતને સીધું આપ્યું, તથા પાંચ પચાસ રૂપીયા ભેટના મુકયા, ત્યાં રસોઇ થાય છે, એવામાં લક્ષ્મીજી અને ભગવાન બ્રાહ્મણ બ્રાહ્મણીના વેશે ગયા, અને જમાત વાળા લોકોને કહે છે કે, આ બાઇ ભુખી છે, એને કાંઇ જમવાનું આપો તો સારૂ, ત્યારે જમાત વાળા કહે છે કે, અમારી જમાત કા પુરા હોતા નહિ હે, અને તેરે કુ કાંસી દેવે, ત્યારે ભગવાને લક્ષ્મીજીને કહ્યું કે, જોયા તારા ભકત, તને

પણ જમવાનું આપતા નથી, હવે મારા ભકત જોવા હોય તો ચાલો, જુનાગઢ જઈએ, એમ કહી નરસીંહ મહેતાને ઘેર આવ્યા. ભગવાન લક્ષમીજીને કહે છે કે, જો અમારો ભકત ભકતરાજ જય શ્રીકૃષ્ણ, ભકતરાજ બોલ્યા પધારો પધારો એમ કહી ત્યાં બેસાડી, પાડોશીને ત્યાંથી સીધુ ઉછીનું લઈ આવ્યા, અને રસોઇ બનાવીને ભગવાનને ધરાવી, બધાને પ્રસાદ લેવાડયો, પછી લક્ષમીજીને ભગવાન કહે છે કે, અમારે પુત્રીનું કન્યાદાન દેવું છે, માટે અમારે સાઠ રૂપીયાની જરૂર છે,તો કાંઈ કન્યાદાન સેવા બનસે,મહેતાજી કહે આપ અહીંયાં બેસો, હું નગરમાં જાઉં છું, એમ કરી નગરમાં ચાલ્યા, ઘણા લોકો પાસે રૂપીયાની માગણી કરી, પણ મહેતાને કોઇયે ધીર્યો નહિ ભગતડો શું આપશે, તો પછી ત્યાંથી મહેતાજી ચાલી નીકળ્યા અને ગામ તલાજે આવ્યા.

તલાજે જઈ ધરણીધર મહેતા પાસે, રૂપીઆ ૬૧) માગ્યા, ત્યારે ધરણીધર મહેતાએ પુછયું કે રૂપીઆનું શું કામ છે ?

મેહેતાએ કહ્યું એક બ્રાહ્મણની, પુત્રીને કન્યાદાન દેવું છે, તેને આપવા છે. ધરણીધર મહેતાએ કહ્યું કાંઈ અવેજ અવેજ લાવ્યા છો ? નરસીંહરામે કહ્યું, અવેજ તો નથી. ધરણીધર મેહેતાએ કહ્યું, અવેજ શીવાય હું કોઇને રૂપીઆ આપતો નથી. નરસીહરામે કહ્યું અવેજ તો નથી, પણ કેદારો રાગ જે મારા ભગવાનને ઘણો પ્રિય છે, તે રાગ તમારે ત્યાં ગીરો મુકું, અને તમને રૂપીઆ આપ્યા શીવાય, તે રાગ મહારે ગાવો નહી.

નરસીંહરામની પરોપકાર બુદ્ધિ જોઈ, ઈશ્વર ઉપર આકીન રાખવાવાળા, હરી ભગત ધરણીધરે, તેને મનથી ધન્યવાદ આપ્યો, અને વગર અવેજે, રૂપીઆ આપવાનુ કહ્યું નરસીહરામે તે માન્યું નહી, ને કેદારો લખી આપી કાગળ ધરણીધર મેહેતાને સોંપ્યો,

કાગળમાં લખ્યું કે કેદારો રાગ, ધરણીધર મેહેતાના રૂપીઆ શાહજોગ લીધા છે, તે વ્યાજ દોકડા સાથે આપ્યા શીવાય, મારે ગાવો નહી, એ પ્રમાણે લખેલો કાગળ ધરણીધર મેહેતાને સોંપ્યો, સાઠ રૂપીઆ લઈ જુનાગઢ પોતાના મંદીરમાં આવ્યા, અને બ્રાહ્મણ રૂપ ભગવાન, અને લક્ષમીજીને, તે રૂપીઆ આપી પગે પડયા. ભગવાનને હાથ ઝાલી ઉઠાડયા, અને તેને આશીશ આપી વીદાય થયા.

રસ્તામાં ભગવાને લક્ષમીજીને કહ્યું જોયો, મારો ભક્તનો પ્રેમ ? લક્ષમીજી કહે પ્રેમ તો જોયો છે, ફકત તેની વૃતી અને નેમ જોવાનો છે. ભગવાન કહે તે જોશો ત્યારે ખાત્રી થશે, કહી વૈકુંઠમાં ગયા.

---

## ભજન ૧૮૫ મું.

### ( રાગ—કેદારો )

પ્રથમ ગુરૂજીને, પાયેરે લાગું, માગ્યું. મુજને આપોરે; વાલા
કરૂણાનીધી કૃપા કરીને, ભવનું બંધન કાપોરે વાલા ટેક;
જનમ મરણ, જમ ત્રાસનો ટાળો. અભે કરો અવીનાસી રે;
પુરણપદ પુરશોતમ પામું, વામું તે લખચોરાશી રે. વાલા ૧
આદીઅંત મુજને ઓળખાવો, સંસય મુળ સમાવો રે; વાલા

મરતી વેળાએ મન ક્યાં જઇ મળશે, સ્થીરતા કામ ઠરાવો રે. ૨
જીવન જઇ પહોંચું તે પદને, સદ્ગુરૂ આશ તમારીરે; વાલા
ભીન્ન સમે મ્હારૂ ભાન ભુલાશે, મતી નહી પહોંચે મારીરે. વાલા
અંતરજામીનું નથીરે અજાણ્યું, દાખે દેવ દયાળુંરે, વાલા
આદીરે અંતમધ્યે મળવાનું, નીરાંત નામ નીહાળુંરે. વાલા ૪

---

# નામધારી સાધુ; વીસે દ્રષ્ટાંત ૧૮૬ મો.

એક ગામમાં મંદીરના અંદર એક મહાત્મા રહેતા હતા, ને તેમની સાથે એક ચેલો પણ હતો, મહાત્મા પાસે. તે ચેલો લગભગ ચાર છો માસ સુંધી રહયો, પણ મંદીરમાં કાંઇ આવદાની થતી નહિ, આવદાનીના અભાવે તે ચેલાનું મન અનેક સંકલ્પ વિકલ્પ કરવા લાગ્યું, તે મહાત્માને લગભગ પચીસેક શેવકોહતા, ચેલાએ, વિચાર કર્યોકે આ પચીસ સેવકોની આવક ઉપર, મંદીરમાં કાંઇ ભોગ સામગ્રી સારીરીતે ઉડતાં નથી, તે અરસામાં તે ચેલાના નસીએ, તે મંદીરના મહંત મહાત્મા જે ગાદ્દી પતિ હતા, તે દેવલોક થઇ ગયા, એટલે ચેલાએ વિચાર કર્યો કે, હવે આ મંદીરના મહંત, ગાદીપતિ અધિકારી ગુરૂ આપણેજ છીએ. માટે હવે. આપણે કોઇબી સારો દેખાવ દેખાડી દુનીયાંને ઝુકાવવી ને મંદીરમાં સારામાં સારી આવક, અને ઠાકોર સેવા થાય, તેમ કરવું, એમ ધારી તેણે પોતે શાસ્ત્ર જ્ઞાન પ્રમાણે, આચાર, વિચાર, સંયમ, નિયમ, પાક ચાતુર્યતા, વિગેરે ચુસ્તરીતે પાળવા લાગ્યો, ને સચોટ દાખલો બેસાડયો, કે તેથી કરીને તેમના સેવકો જાહેરમાં તેમના ગુણાનું રાગ ગાવા લાગ્યા

કે અમારા મંદીરના નવા મહંતો ઘણાજ, પવિત્રને ધર્મ ચુસ્ત ને જ્ઞાની ને નિર્સ્વાર્થી છે. આવી અંધ પ્રતિષ્ટાથી જાહેરમાં પણ તેમનો સારો વિશ્વાસ બેઠો, તે જ્યાં ત્યાં તેમનું માન પણ સારૂં પડવા લાગ્યું,, મહાત્મા પોતે. શાસ્ત્રનું વાંચન સારી રીતે વાંચીને ગાઈ જાણુતા હતા તેના પ્રતાપે લોકોને પોતાના તરફ આકર્ષતા હતા.

પણુ આત્મજ્ઞાનની બાબતમાં તદન અજ્ઞાન હતા. ઘણુા બાહ્યા ચરણો સારાં દેખાવાથી, મહારાજ પ્રત્યે દુનીયાંને પ્રેમ ભાવ સારો થયો, બે પૈસાની કંઠી બંધાવી જાય, ને કાન કુંકાવી ગુરૂ કરાવી, શીશ્ય બને, આ પ્રમાણે લગભગ ચારસો પાંચસો શીશ્યો થયા, ને પોતાના પંથ વાડામાં ઘેર્યા, એટલે દર વરસે જન્માષ્ટમી, ગુરૂપુનમ બેસતા વર્ષ ના, અનકોટ તહેવારો વિગેરે ઉછવોના, શુભ પ્રસંગ નિમીતે સઘળા શીષ્યો, દર્શન કરવા જાય, ત્યાં પરસાદ પાય, અને ગુરૂ દક્ષિણા નિમીતે બે, પાંચ રૂપીયા મુકાય, આ પ્રમાણે વરસે દહાડે હજાર, પંદરસો રૂપીયાની આવક, થઇ, આવી રીતે બે, ચાર વર્ષ ચાલ્યું, એટલે તે મહારાજ પાસે તો રૂપીયાની જમાવટ સારી થઈ, અને એક બે ખેતર લીધાં, ગાયો બળદીયા લીધાં, રૂપીયા પણ લોકોને વ્યાજે આપવા લાગ્યા. ને દરવરસે બસો પાનસોની આવક, વ્યાજ પેટે આવવા લાગી, આ પ્રમાણે સારી આવકના, પરીણામે ધર્મને સંયમ નીયમ ધોવાઈ ગયા,ને વર્તણુંક બદલાઈ ગઇ, ને મોજશોખમાં પડી ગયા, આ પ્રમાણે વર્તણુક, એકા એક બદલાઈ ગયાની સેવકોને ખબર પડવાથી, દરેકનાં મન તે ઢોંગી ધર્મ ગુરૂ

પ્રત્યેથી પાછાં હઠવા લાગ્યા, ને દરેક સેવકોએ વિચાર કર્યો કે, આપણે જે પૈસા આપીએ છીએ, તેનો તદ્દન ગેરઉપયોગ થાય છે, માટે હવેથી આપણે તે મંદીરમાં એક પાઈ સરખી આપવી નહિ, કેમકે આપણા પૈસાનો ગેરઉપયોગ થાય છે. આપણા પૈસાનો સદ્ઉપયોગ થાય, તેવી રીતે સુપાત્ર દાન કરવું, આમ દરેકનાં મન પાછાં પડવાથી. એકાએક મહારાજને મંદીરની આવક ઘટી ગઈ, ને તે આબરૂદાર સંત કોડીના થયા, સેવકો એ વિચાર કર્યો કે, ગુરૂ કરવો તો એકજ કરવા, માટે ખોટા ગુરૂને વલગી રહેવાથી શું લાભ, તેવામાં એક ભક્તિ રૂપી હંશ જેવા જ્ઞાની સંત મહાત્મા તે ગામના સદ્ભાગ્યે આવી ચઢયા, ને ગામ લોકને તેમનો સમાગમ થયો. તેમને ઉપરના મહાત્માની કથનીની વાત જાણુવામાં આવી, ત્યારે. હંશ રૂપી સત્યવકતા મહાત્માએ કહ્યું કે લોભી અને અર્ધજ્ઞાની મહાત્માઓ તો એક સોપારીમાં ત્રણ મળે, તો,પણ શા કામના એવા લોભી ગુરૂઓ તો, દુનીયાંને અવળા રસ્તે દોરી કાંટામાંજ નાંખે છે, તે વિષે. એક, નિરાંત, મહાત્માએ કહ્યું છે, કેઃ—

(રાગ—ચોપાઈ)

ઉપરથી હંશ રૂપ દીસે છે, ભીત્તરતો બગ જેવું રે;
ધન આપી જોજ્યોરે તમે, મન છે કેવું. મેલું રે;
ધન આપો તો ગુરૂ બોલાવે, ના આપો થાય મુંગો રે;
એવા ગુરૂને ધકકે મારો. એના ઘરની વાટના સુગોરે,
પરમારથતો મને વળગ્યું, તેથી કહીએ સાચુંરે
જેની બુદ્ધિ આત્મ નિલોભીનથી. તેવાગુરૂનું બાળો ડાચુંરે
ખરૂં કહીને ખોડ બતાવું, કોઇ નિન્દો કોઈ વંદોરે,
જે કોઇ આવી પાસે બેસે, તેને બતાવું રસ્તોરે

આવું સાંભળી સેવકોને મનમાં ચોકકસ ઠસી ગયું, એટલે તેઓ તેવા ઠગથી બચી ગયા તે કહેવા લાગ્યા કેઃ—"લે તારી કંઠી ને લાય મારો અડધો" આ પ્રમાણે કંઠી બાંધેલી હતી, તે બધી. વંઠી ગઈ, ને હંસને ભકિત રૂપી સાચા સંત, મહાત્માના જ્ઞાનના પ્રતાપે, સર્વે ભકતો ભક્તિના રસ્તે ચઢી ગયા, ને પેલા નામ ધારી મહાત્માની આવક તદન બંધ થઈ ગઇ, ને આખરે તે ગામમાંથી તે નામ ધારી સાધુને ભાગી જવું પડયું. ને હતા તેવા ભીખ માગતા થઈ ગયા, કહેવત છે. કેઃ—"ચોરીનું ધન ચંડાળે જાય, ને પાપી હાથ ઘસંતા થાય," તેમ પેલા નામ ધારી મહાત્માની આખરે આ દસા થઇ,અને પેલા સાચા હંશ રૂપી મહાત્માના, સત્ય ઉપદેશના પ્રતાપે,હરિજન સેવકો તરી ગયા. ને. અંતે મોક્ષનો માર્ગ, મળ્યો. એજ

### સાખી.

સંત એસા ચાહીયે, ભકિતમાં લવલીન
ખાવે ગાવે હરીકીર્તન, મોહ માયા સે રહે ભીન

### ભજન ૧૮૭ મું.

વેરાગી, વેરાગી, જગતમાં વેરાગી રે,
ધન માયાએ કર્યા બેરાગી. ટેક.

છાપાં તીલકને, ડોકમાં રે માળા,
તન મન ધન, રહ્યું માગી, જગતમાં. ૧
સઉને કહે મોહ, માયાને ત્યાગો,
પોતે લીધી છે, માયા માગી. જગતમાં. ૨
ઉપદેશ આપે ને, વાડા વધારે,
ધન માયાની, લહેરો લાગી. જગતમાં. ૩

આપ અવળા ફરેને, બીજાને બોધ દે,
વ્યાજે મુકીને, થયા રાજી. જગતમાં. ૪
ઘણા ભણ્યા ને, થયા પંડીત ડાહયા,
આશા તૃષ્ણા, ના ત્યાગી. જગતમાં. ૫
દુનીઆ દીવાની, હજુ ના જાગી,
કોઈ સમજુને, શીખામણ લાગી. જગતમાં. ૬
સંસાર સાગર, મહાજળ ભરીયો,
માયા કુટુંબ, છોડીને થયા રાજી. જગતમાં ૭
એક રાગી તો, મીરાંબાઇ જાગી,
જેને ગીરધરની, લહેરો લાગી. જગતમાં ૮



## સાખી.

લુટાયા જગમાં ઘણા, સમ જે હરિગુણ ગાય.
નીરાંતે લાખો ભકત, રણછોડરાયને ન્હાય.
સન્યાસ માયા ત્યાગ હે, એક પેટ પાત્ર હેં પાસ.
સૌ ભેખ તો નીરલોભ હે, પરધનની કરે સૌ આસ.
નુગરાનો સુગરો થવા, સંતોને શરણે જાય;
કંઠી બાંધે કાન ફુંકતા. પૈસા લુટી ખાય
ભેદુ વીના હરી ન મીલે. કરોને કોટી ઉપાય.
લક્ષ્મીદાસ કહે ભુદરો. પ્રેમ ભકતીને વશ થાય.



## ભજન ૧૮૮ મું.

## ( રાગ કવાલી. )

ગુરૂજી આપ છો મોટા—દાસને જ્ઞાન આપોને
પ્રેમ લક્ષણાતણી ભક્તિ—અમોને ભાન આપોને
તમે તો દેવ સરખા છો—અમારા કષ્ટ કાપોને
ખુલાસો દાસ પુછે છે—ધીરજથી ધ્યાન આપોને
અમે તો સુગરા થાવા—તમારે શરણે આવ્યા છે
અમારા મનને ઠરવા—મુક્તિનો રસ્તો આપોને,
ગુરૂજી સ્વર્ગમાં જાવા—આપો ગમ જ્ઞાનની ગોળી
રહ્યું અજ્ઞાન અંતરમાં—ઝપાટે નાખજો તોડી
અરે હાથી ઘોડે ચઢી—નથી ફરવા તમે જનમ્યા
કરી પધરામણી પૈસા—નથી હરવા તમે જનમ્યા
દગાથી દેવના નામે—તાલેવન આપ થઇ બેઠા
દેવોને ભક્તિ વ્હાલી છે—માયામાં આપતો પેઠ
ગુરૂ છો આપ જાળી—નીરધનીયા શિષ્યને કરતા
અને ધન માલ લઈ સૌનો—સુખે તીજોરીયો ભરતા
ઘણું ધન ભેગુરે થાય,—તેતો સહુ વ્યાજે જઇ ધરતા
ગરીબો ધકકેલા ખાઇ—તેનું અપમાન તો કરતા,
કદી ધનવાન શેઠ આવે—ખુશીથી માન આપો છો
દઇ પરસાદના પડીયા—ઉપરથી પાન આપો છો
ભલું નાહ આપનું ઈછયું—મારૂં કલ્યાણ શું કરશો
ડુબો છો આપ માયામાં—બીજાને તારી શું શકશો
ગુરૂજી જો ચડે ગુસ્સો—તો તો ધન માયા ત્યાગ કરજો
સવારથ વેગળો મુકી—અંતર દીલ સાફ તો કરજો

તર્યાં છે દાસના દાસો—ભગત માળ ને ભાળોને
વદે છે ભક્તિદાસ રે—મને રણછોડજી પ્યારા રે

---

# ભગત—બાપુ સાહેબ, ગાયકવાડ સમસેર બહાદુર.

## ભજન ૧૮૯ મું.

( રામરાજીયો. )

જગતને મરણુની બીક છે, હાંરે મ્હારા મનને આનંદરે;
સાંધે સાંધો તો મળી ગયો, હાંરે માટે ગુરૂજીને ધનરે. ટેક.
સામાં તે જોગ આવી મળ્યો, હાંરે બીન્દુ પડયાનો આ જોગરે
તાશીર આવી મલી આદેહની, હાંરે ઉદય થયો છે આરોગરે, જગત
બીન્દુ પડે ને બીજ સુધરે, હાંરે દેહ રહે ત્રણ દીન રે,
મુળમાંથી પાયો ખસી પડયો,હાંરે ક્ષણ ભંગુર આ તનરે, જગત
એકવીસ હજાર છસે કાળ છે, હાંરે રાત દીન કહીએ કાળરે,
જીવને રૂધીને સૌ રાખશે, હાંરે માથે મરણ તણી ફાળરે. જગત
અંતઃકરણ હોય ઉજળાં, હાંરે ઈન્દ્રી બ્રહ્મા કહેવાય રે
પાંચ તત્વને ત્રણ માત્ર, હાંરે તમો ગુણમાં સમાય રે. જગત
ત્રણ તે ગુણ અહંકારમાં, હાંરે અહંકાર માયામાં લીન રે
પુરૂષ પ્રકૃતિ મળી આત્મા, હાંરે ભેદ કહો ભીન્ન ભીન્નરે. જગત
જનમ મરણ તો મટી ગયું, હાંરે આત્મા પરમાત્મા એકરે;
બાપુ શમાયા સતધામમાં, હાંરે કોઇ સમજે વીવેક રે. જગત

## ભજન ૧૯૦ મું.

( રામરાજીઓ. )

પાહર પરોના હોય પાટવી, પાટવી ત્યાં પાહર ન હોય રે. ટેક
પાટી ટુટી ને છતરી પડી, હાંરે એને કરાવે કોણ ઠીકરે,
વચમાં ફરતી બઈ એમ બોલતી, તમને નથી જમડાની બીકરે. પાહર
ગાલ મસુરીયાં મેલાં થયાં, હાંરે એનો કઢાવે કોણ મેલરે,
બીજી બોલી તે એમ થાય છે, લાખો જીવ આવે અને જાયરે, પાહર
ફુલ ખીલીને ખરી પડે, હાંરે એવું કાયાનું છે કામ રે,
માટે ચેતીને ચુપ ચાલજો. હાંરે મુકી મમતા તમામરે. પાહર
આજે આનંદ મારા અંગમાં, હાંરે પરીબ્રહ્મ ભેળા થઇએ રે,
જ્ઞાન રાખીને ગર્વ ટાળજો, હાંરે સંતો માનો સાચું કહીયેરેપાહર
સપ્ના હતા તે સમાઈ ગયા, હાંરે સુરતા થઈ છે એકતાર રે
સરિતા સીંધુમાં ભરી ગઇ, હાંરે પલમાં પામી ભરથાર રે. પાહર
એક રૂવે છે મહા ક્રોધમાં, હાંરે બીજી ઠાલા નાખે હાથ રે,
સામી ઉભી તે એમ બોલતી, હાંરે જીભે કહી નવ હાય રે. પાહર
ધન હતું તે ધર્યું રયું, હાંરે પડી રહી ખાટ પાટ રે,
જર ગયું ને જોબન ગયું, હાંરે ઉઠી ઘોળામાં લાય રે. પાહર
કરજોડીને **લક્ષમીદાસ** વીનવે, હાંરે મારા મનને આનંદ રે;
મન સમાયુ રણછોડમાં, હાંરે કોઈ સમજે વીવેક રે. પાહર

---

## ભજન ૧૯૧ મું (રામરાજીયો.)

મુવા પાછળ રોશો નહી, હાંરે ભાવે કરૂ પોકારરે,
દોષ ઘણો તેને લાગસે, હાંરે કહું સત્ય વચન સાર રે. ટેક.

કરવા આવ્યો જે કામને, હાંરે કરી લીધું તે કામરે,
ધન્ય છે મારા ગુરૂ દેવને, હાંરે ઓળખાવ્યા રણછોડરે.મુવા પાછળ
મુકિતનુ ગર બતાવીયું, હાંરે મલ્યું ઠરવાનું ઠામ રે,
વૈકુંઠ મલ્યું છે વાટમાં, હાંરે પામ્યો જીવતાં મોક્ષ ધામ રે. ,,
ગોરને ઘણું ભરસો નહી, હાંરે મારે નથી લેવું કાંઇ રે;
લેવું દેવું અહીં પુરૂં કર્યું, હાંરે બાળ્યું બીજ જ્ઞાન માંયરે. ,,
ફેર ઉગવાની આસા નહી, હાંરે પુન્ય પાપ જે કહેવાય રે,
અજ્ઞાન અગ્નિમાં બળી ગયું; મન હરીમાં સમાય રે, ,,
કાગ કહી વાસ નવ નાખસો, હાંરે, હું તો અનાદીનો હંસ રે
હંસો તો હંસમાં મળી ગયો, હાંરે હુતોઅજન્મ નીર વંસરે. ,,
જગત રમત છે રામની, હાંરે આવ્યા રમવા આંય રે,
રમત અમારી પુરી થઇ, હાંરે અમે સમાસુ નીજ માંયરે. ,,
જુવો હેત પ્રીતે ઘણું સાંભળો;હાંરે ગાજો ગોવીંદના ગુણ રે,
આસું એકેનારે પાડજો, હાંરે કરજો ભજનની ધુન રે ,,
ઝેર વેર નથી મ્હારે કોઇથી, હાંરે સૌનું તાકયું મેં હીતરે.
કરજોડીને સોમદાસ વીનવે,હાંરે રહેજો ભજનમાં નીત્યરે ,,



## ભજન ૧૯૨ મું. (રામરાજીયો)

બાળ પણું રમતાં ગયું, હાંરે જોબન નારીની માંય રે,
આવ્યો બુઢાપો ધાઇને, હાંરેહજુ સમજ્યો નહી કાંય રે ,,
જોદ્ધા માણીગર બંધવા ટેક.
કનક કડાં વેઢ વીંટીયો, હાંરે મોટી મોતીડાની માળા રે ,,
સરવે કુટુંબ પરીવારને,હાંરે રોતાં મેલ્યાં છે બાળરે જોદ્ધા ૧ ,,
રાણી રૂવે રંગ મહેલમાં, હાંરે દાસી રૂવે દરબાર રે ,,
પોપટ રૂવે બેઠો પાંજરે, હાંરે થયું ઘોર અંધકારરે.જોદ્ધા.૨ ,,

ચૌટાં કચેરીયો સુની પડી, હાંરે સુની સેજ તળાઇ રે ,,
સુના ઝરૂખાંને જાળીયાં, હાંરેકોણુ ભોગવસે ભાઈરે. જોદ્ધા,૩,,
હાથી તો ઝુલે હાટ શેરીએ, હાંરે ઘોડા ઝુલે ઘોડાર રે; ,,
ઘોરી ઝુલે રથ જોતર્યા,હાંરે ઝુલે શેરીયોની નાર રે. જોદ્ધા.૪,,
નથી સંગાથ મામાતણો, નથી કાકા કોઈ સાથ રે; ,,
રણુમાં પડયા તમે એકલા, ગાંઠે બાંધ્યો નહી દામ રે, જોદ્ધા. ૫ ,,
કર્મ કર્યા બહુ ભાતનાં, તોચે ટળ્યો નહી કાટ રે; ,,
જીવડો પાછો પંથે વળ્યો, હાંરેપછે રોમ રોમ ઘાતરે.જોદ્ધા૬,,
સર્વેના હાલ તો એવા થશે, સ્વર્ગ મૃત્યુ પાતાળરે ,,
આશારામ ભજો હવેરામને,હાંરેશીર ભમતોછે કાલરે જોદ્ધા,૭,,

---

## ભજન ૧૯૩ મું.

ગોવીંદ પધારો, નાના ગામડેરે લોલ
આ ગામડામાં,ગવાય ત્હારા ગીતજો— ટેક,
ઝુંપડી હમારી પ્રભુ, છાજનીરે લોલ,
આવો બનસે, વઇકુંઠ ધામજો— ગોવીંદ. ૧
દુધડા દોવું છું, ગૌરી ગાયનાંરે લોલ,
પાઇશું અમે, ભરી ભરી માગજો— ગોવીંદ. ૨
ઢેબરા ને ગેસ, રૂડી રાબડીરે લોલ.
કરશું અમે, મેમાનીની હોંસજો— ગોવીંદ. ૩
હરી ભુખ્યા છે, હવે ભાવનારે લોલ.
પ્રીત થકી, નીત ધરૂં ધ્યાનજો— ગોવીંદ. ૪
હઇડા ધરીશું, રણુછોડરાયમાં રે લોલ.
અમે દેઇશું, સ્નેહ સમાનજો— ગોવીંદ ૫

ગોકુળ પતી, વેલા આવજોરે લોલ.
જુવે છે, વ્રજ બાળા વાટજો— ગોવીંદ. ૬
સંદેશો **લક્ષ્મીદાસ**, કહાવજોરે લોલ.
થાય હવે દાસનું કલ્યાણજો— ગોવીંદ. ૭

## ભજન ૧૯૪ મું.

[ કેદારો રાગ. ]

તુંરે મારે ચાંદલીયેરે ચોટયો,સારા મુરતમાં શામળીયોરે;
ક્ષણું એક વ્હાલા, અલગા ન થાવો,
પ્રાણજીવન વર, પાતળીઆ રે. ટેક;
ખડકીએ જોઉં ત્યારે, અડકીને ઉભો,
બારીએ જોઉં ત્યારે બેઠો રે વહાલા,
શેરીએ જોઉં ત્યારે, સનમુખ આવે,
અમ્રતથી; અતી મીઠોરે વહાલા. તું મારે. ૧
જમતાંરે જોઉ ત્યારે, જોડેરે બેઠો,
સુતો રે જોઉ ત્યારે, સેજલડીએ રે;
વૃંદ્રા તે વનને, મારગ જાતાં,
આવીને વળગ્યો, બેલડીએ રે. તું મારે. ૨
પ્રીત કરે તેની, કેડ ન મેલે;
રસ આપે, અતિ રસીયોરે વહાલા;
**નરસઇયાનો**, સ્વામી ભલે મળીયો,
હ્રદય કમળમાં વસીયો રે વહાલા. તું મારે. ૩

## ભજન ૧૯૫ મું.

થાળ.

લટકાળા મંદીરીએ આય, લટકે મોહિ રહી છું
છોગાળા મંદીરીએ આય, છોગલે જોય રહી છું.
ભાત ભાતનારે વાલા, પકવાન પીરસાવું, જમવા પધારો દીનાનાથ,
ગાવલડી દોહી રહી છું. લટકાળા ૧
જળ જુમના કેરી ઝારી મંગાવું, આચમન કરોને દીનાનાથ,
મુખડે મોહી રહી છું. લટકાળા. ૨
લવીંગ સોપારીને પાનનાંરે બીડલાં, મુખવાસ કરોને દીનનાથ
બીડલાં વારી રહી છું. લટકાળા. ૩
સાવ સોનાના પાસા ઢળાવું, રમવા પધારો દીનાનાથ,
વાટલડી જોઈ રહી છું. લટકાળા. ૪
પુલડાંરે કેરી સેજો બીછાવું, પોઢણુ કરોને દીનાનાથ,
વાવલીયા ઢોળી રહી છું. લટકાળા. ૫
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, તમને ભજીને થઇ ન્યાલ,
ટગમગ જોઇ રહી છુ, લટકાળા. ૬

---

## ભજન ૧૯૬ મું.

( થાળ. )

હો વાલાને માખણુ ભાવે, બીજુ કંઇ કામ ના આવે
હો રણુછોડજીને માખણુ ભાવે, બીજુ કંઈ કામ ન આવે-ટેક.
ધારી આપું ને ઘુઘરા આપુ, ઘેબર આપું સહિ
છપ્પન ભોગ ભાવેરે પીરસું, પણુ માખણુ જેવું—નહિ-વાલા.
મીઠારે મીઠા મેવા આપુ, દુધ જલેબી ને દહીં
મોહન થાળ ને માલપુડારે, પણુ માંખણુ જેવું—નહિ-વાલા.

શીરો આપુને શીખંડ આપું, છુટ્ટુ ચુરમુ સહિ
ઉપર વાઢીયે ઘી પીરસાવું, પણુ માંખણુ જેવું—નહિ—વાલા.
સોળ વાનીના શાક ધરીરે, રાઇતા મુકી રહી
સુંદર સારી ભાજીરે આપું, પણ માંખણુ જેવું—નહિ—વાલા.
માંખણુ માટે ચોર કહેવાયા, ગોપીઓને ઘેર જઇ
બીજું બધું ભલે ધરાવું, પણુ માંખણુ જેવું—નહિ—વાલા.
એક ગોપીએ જમવા તેડયા, બધુ માંખણુ આપી દઈ
બાકી છે કંઈ કેતાંરે ભુલ્યા, પણુ માંખણુ જેવું—નહિ—વાલા.
જ્યારે ગોપી માંખણુ મેલી, હાથ જોડી ઉભી રહી
દીનાનાથનો વાલોરે રીજ્યો, ત્યારે થયો થૈઈ થૈઈ—વાલા.

---

# માખણનો થાળ ગોપલીલા.

## ભજન ૧૯૭ મું.

ગોકુળમાં વસે ગૌપાળજી—હાંરે એતો ગાયોનો ગોવાલજો.
નવસો નવાણું ટોળે મલી—હાંરે થયો મૈડા કેરો ભાવજો ટેક
ગોપી ગયા રે મહી વેચવા—હાંરે સુના દીઠા મંદીરજો
સાંકળ ઉગાડી રે શામળે—હારે પેઠા મંદીરયા માંયજો, ગોકુળ
આડુ અવળુ રે જુવે કાળીઓ—હાંરે સીકે મહીડા કેરા માટજો
તાકીને મારીરે વાંસળી—હાંરે ચાલી મહીડા કેરી ધારજો, „
દોણી તળેરે મોઢું ધર્યું—હાંરે વેગે પીવે ગૌપાળજો
મહી પીવો રે મારા સાથીયા—હાંરે કેવા મીઠડા ગોરસજો „
એટલે આવીરે ભરવાડણો—હાંરે મારા મહીડાનો ચોરજો
એક કહે કે એને જાલીએ—હાંરે બીજી લાવી છે દોરજો „

તીજીએ ત્રીકમને બાંધીયા—હાંરે ચોથી ચુટે છે ગાલ જો
મોહને મનથી વીચાર્યુ—હાંરે તોડયો હયા કરા હારજો ,,
મોતી વેરાયા રે ચોકમાં—હાંરે ખાલી દીસે છે ડાકજો
ગોપી બેઠા રે મોતી વીણુવા—હાંરે ત્યાંથી કાળીએ મુકી દોટજો,,
આઘા રહીને કુટે કાખલી—હાંરે કેવો ફાવ્યો છે દાવજો
નિરલોભીનો સ્વામીરે શામળો—હાંરે રેજો અંતરની માયજો,,

---

શ્રીમન નારાયણ નારાયણ નારાયણ
હરીનું ભજન કરો તો ભવ પારાયણ

---

## ધના ભગતનો ભાવાર્થ ૧૯૮ મો.

ધના ભગત જયારે ખેતી કરતા વેળુત્રાવીને ઘેર આયારેજી.
તુંબામાંથી ઘઉ પાકયા, ખુટે નહી કોઇ કાળ
ધના ભગતે ભજન લખીયું સમજવું મુસકેલજી
આત્મ જ્ઞાની સંત મલે તો, સમજાવે તતકાળ
કેવી રેતી; કેવી ખેતી, કેવા વાયા બીજજી,
કેવાં પાકયાં તુમડાં,કર વેલાનો વીચાર,કર મન ભજનનોવહેપાર.



જીજ્ઞાસુનો પ્રશ્ન—ધના ભગતે ખેતી ખેડી તે, વેરૂ વાવીને ઘેર આવ્યા, અને તુમડામાંથી ઘઉં પાકયા આ વાત ખરી હશે કે કેમ,અન્નઆદી ઘઉંનો છોડવોજ થાય છે, તુમડામા કાંઈ ઘઉં પાકતા નથી, તે પણ ઘઉંના દાણા વાવીએ ત્યારેજ ઘઉ થાય છે, તો રેતી વાવે તુમડાં થયા હશે, એ વિષે મારૂં મનમાનતું નથી, માટે તેનો સત્ય ખુલાસો કરવા કૃપા કરશોજી.

**મહાત્માનો ઉત્તર**–ધના ભગતનું લખવું ખરૂં છે,પણ દુની-યાનું સમજવું અવળું છે, વેરૂ એટલે વાવવું, બીજ એટલે શબ્દ કાયારૂપી ખેતર માહે,ભગવાનની ખેતી કરવામાં શબ્દરૂપી બીજનું ખાસ વાવેતર થાય છે, તે મુજબ ધના ભગતે પ્રેમ ભાવથી, ભગવાનની ખેતી કરી, શબ્દરૂપી બીજ વાવ્યું ત્યારે તન ( કાયા ) રૂપી તુમડામાં જ્ઞાનરૂપી; ઘઉં પ્રગટ થયા, તન રૂપી તુમડામાં જ્ઞાનરૂપી ઘઉં પાકયા, તે ધના ભગત આખા જગતમાં,જેમળે તેને બધાને ખવડાવવા માંડયા. તો પણ તે, જ્ઞાન રૂપી ઘઉં ખુટયા નહિ, પણ વધતાજ ગયા. માટે પ્યાલો પીવો અને બીજાને પાવો, તરવું અને તારવું. જ્ઞાન પ્રાપ્ત કરવું, અને કહેવું. એ સંતોનો ધર્મ છે. એ પ્રમાણે ધના ભગતે ભકિત કરી મુકિતનો રસ્તો મેળવ્યો માટે તમો પણ ધના ભગતના જેવી, ખેતી કરશો તો જરૂર તમો પણ તરશો, એમાં જરાપણ શંકા નથી, આ અધ્યાત્મિ ખુલાશો છે. તે વીસે નીચે ભજન ટાંકયું છે.

---

# નરસીની કાલી ઘેલી ભરવાડી ભાષાનું કીરતન.

## ભજન ૧૯૯ મું.

( રણછોડરાયનો થાળ )

તું તો હાલને મારે છેતર રે, હો કરહણીયા
તારે ને મારે હગપણ હાચુ,
જાણે જહોદા કાચી રેહો, કરહણીયા, ટેક૦

નવા તે ઘઉંનો મેં તો પોંખજ પાડયો; મન માળા
હેઠળ મુચ્યોરે.
કરહણીયા મેં તારે રે કાજે
ઓલ્યા હળવે હળવે પુચ્યોરે, હો કરહણીયા ૧
જાહકઝીનો મેં તો ખીચડોરે રાંધ્યો; મઠચોળો માંહી
નાછયોરે,
આપણ બેઉ જણ, ભેળાં બેસી જમહુ
ઓલ્યા છોરૂડા ઉડાડસે, માંછયોરે હો કરહણીયા ૨
મારા છેતરમાં બોરડીરે પાચી, તેનાં તે મેઠાં મેઠાં બોરારે
આપણ બેઉ જણ, બોરાં વેણી ખાઈસુ
ઓલ્યા છોરૂડાં ચારશે, ઢોરારે હો કરહણીયા ૩
મારા છેતરમાં કારંગડી પાચી, તેની તે લાંબી લાંબી લુબોરે
મારા છેતરમાં, છાનો માંનો આવજે.
ઓલ્યા રખેને પાડતો, બુમોરે, હો કરહણીયા ૪
નરસીહ મહેતાની અરજો સુણીને, દાડી દાડી દરહણ દેજોરે,
નંદકુંવરીયા, વ્હેલો પધારજે
જે જોયે તે, માગી લેજેરે, હો કરહણીયા ૫

---

# પ્રેમનો થાળ.

## ભજન ૨૦૭ મું.

જમવા પધારો દીનાનાથરે, મારી પ્રેમની થાળી.
મારે હાથેને મેરે બનાવી, રણછોડ તમારે કાજે, મારી પ્રેમ.
ભાતરે ભાતના મેવા મંગાવું, વીધ વીધના પકવાનોરે મારી
જળ જમુનાની ભરી લાવુ ઝારી, આચમન કરો મોરારીરે મારી

લવીંગ સોપારી ને પાનના બીડલાં,મુખવાસ લ્યોને ગીરધારીરે મારી
નરસીહ મહેતાનોરે સ્વામી શામળીઓ,તનમનથીજાવુ બલીહારીરે

## ભજન ૨૦૧ મું.

## રણછોડરાયની આરતી

જય રાધા રમણા, પ્રભુ જય રાધા રમણા;
કુંજબીહારી દયાળુ (૨) જન પાતક હરતા.—જય૦
શ્રી રણછોડ રાયા, મોહન વનમાળી; પ્રભુ૦
મન મંદીરમાં વસીયા (૨] વસતાં સુખકારી—જય૦
ગોવરધન તોળ્યો, ગોકુળને તારી; પ્રભુ૦
ઇંદ્રનો ગર્વ ઉતાર્યો (૨) જયજય ગીરીધારી—જય૦
કમળનયન શ્રીપતી, પુરૂશોત્તમ પ્યારા. પ્રભુ૦
નટવર નંદદુલારા [૨] જય જય રઢીયાળા—જય૦
શસ્ત્ર ફેણુ રાજો, ત્રીભુવન ત્રીપુરારી, પ્રભુ૦
શ્રીધારી મોરારી [૨] જય મોરલી વાળા—જય૦

---

અચ્યુતમ કેશવમ્ રામ નારાયમ્
શ્રીકૃષ્ણ દામોદરમ્ વાસુદેવમ્ હરે
શ્રીધરં માધવં ગોપીકા વલ્લભંમ્
શ્રી જાનકી નાયકંમ્ રામચંદ્ર હરે.
રામ રામ રામ રામ રામ નામ તારકંમ્
રામ કૃષ્ણ વાસુદેવ ભકિત મુકિત દાયકંમ્
શંકરાય પુન્ય દાન કૃષ્ણ નામ કીર્તન
જાનકી મનોરથા સર્વે દેવ નમસ્કારંમ્

## ભજન ૨૦૨ મું.

( થાળ )

સુંદીર શામળા રે, મારે ઘેર આવ્યા હો વનમાળી.
અગર ચંદના તેલ મંગાવું, જળ જુમનાના પાણીજો.
ત્યારે મારા મનમાં, એવુંરે આવ્યું,હાથેથી નવડાવું. સુંદીર. ૧
ભાત ભાતના પકવાન પડાવું, ઉપર ઘેબર ધારીજો
ત્યારે મારા મનમાં, એવુંરે આવ્યું, હાથેથી જમાડું, સુંદીર. ૨
અગર ચંદનના ખાટ મંગાવું; રેશમ દોરી ગુથાવુંજો,
ત્યારે મારા મનમાં, એવુંરે આવ્યું,હાથેથી પોઢાડું. સુંદીર. ૩
ભાત ભાતનાં ફુલડા મંગાવુ, નઇને કાજલ સારૂ જો
ભાવ કરી રણછોડજીરે ભેટયા,મીરાંબાઇ ગાય રસાળું. સુંદીર ૪

## ભજન ૨૦૩ મું.

( ચાર ધામની સ્તુતી. )

ચાલો રે સંતો ચાલો રે સાધુ. શ્વેત ગંગા નાહીએ,
દર્શન કરીએ જગન્નાથ સ્વામી, ઓર ન ભવજળ આવીએ ૧
ચાલો રે સંતો ચાલો રે સાધુ, ધનુષ્ય તિરથ નાહીએ,
દર્શન કરીએ રામનાથ સ્વામી, ઓર ન ભવજળ આવીએ, ૨
ચાલો રે સંતો ચાલો રે સાધુ, ગોમતી ગંગા નાહીએ.
દર્શન કરીએ રણછોડ ત્રીકમ, ઓર ન ભવજળ આવીએ ૩
ચાલો રે સંતો ચાલો રે સાધુ; તપત કુંડમાં નાહીએ
દર્શન કરીએ બદરીનાથ સ્વામી, ઓર ન ભવજળ આવીએ.૪
કોણ દિશામાં જગન્નાથ સ્વામી, કોણ દિશામાં રામનાથ હે,
કોણ દિશામાં રણછોડ ત્રીકમ, કોણ દિશામાં બદરીનાથ હે, ૫

પૂર્વ દિશામાં જગન્નાથ સ્વામી, દક્ષિણ દીસામાં રામનાથ હે
પશ્ચિમ દિશામાં રણછોડ ત્રીકમ, ઊત્તર દિશામાં બદરીનાથ હે ૬
કાય કારણ જગન્નાથ સ્વામી, કાય કારણ રામનાથ હે
કાય કારણ રણછોડ ત્રીકમ, કાય કારણ બદરીનાથ હે. ૭
ભોગ કારણ જગન્નાથ સ્વામી, જોગ કારણ રામનાથ હે
રાજ કારણ રણછોડ ત્રીકમ, તપ કારણ બદરીનાથ હે. ૮
કાય ચઢે જગન્નાથ સ્વામી, કાય ચઢે રામનાથ હે
કાય ચઢે રણછોડ ત્રીકમ, કાય ચઢે બદરીનાથ હે. ૯
અટકા ચઢે જગન્નાથ સ્વામી, ગંગા ચઢે રામનાથ હે.
તુલસી ચઢે રણછોડ ત્રીકમ, ચંદન ચઢે બદરીનાથ હે. ૧૦
કાય દેવે જગન્નાથ સ્વામી, કાય દેવે રામનાથ હે
કાય દેવે રણછોડ ત્રીકમ, કાય દેવે બદરીનાથ હે ૧૧
રિદ્ધિ દેવે જગન્નાથ સ્વામી, સિદ્ધિ દેવે રામનાથ હે
ભક્તિ દેવે રણછોડ ત્રીકમ, મુક્તિ દેવે બદરીનાથ હે. ૧૨
જગન્નાથ જગદીસે ઇશ્વર, રામનાથ નીજ ધામ હે
દ્વારિકામાં વાસુદેવ નંદન, બદરીનાથ વિશ્વ બ્રહ્મ હે. ૧૩
ચાર ધામકો અધિક મહિમા, તીન લોક જશ ગાવત હે
દાસ માધવ તમારે શરણે, આવાગમન મીટ જાવત હે ૧૪

---

## ભજન ૨૦૪ મુ.

શામળીયા પીતાબર ધારી, તારી ગરૂડ ઉપર અસ્વારી
હો શામળીયા. ટેક ૦
રાધાવર રંગના રશીયા, મારા હૃદય કમળમાં વસીયા. હો. ૧
ગોવીંદા ગોકુળવાસી, તમે માર્યો મામો માસી હો ૨
વ્હાલા છો રણછોડ રસીઆ, મારા હૃદયકમળમાં વસીઆ હો. ૩

ધન્ય ગોમતીજીના આરા મારા સફળ થયા જન્મારા હો. ૪
ધન્ય જુમનાજીની રેતી, નીત ચરણામૃત હું લેતી હો. ૫
ધન્ય જ્ઞાન તણી જુવો વાણી, સવા વાલ થયા વનમાળી હો ૬
આવ્યા દ્વારકાથી નાશી, તમે ડાકોર કીધું કાશી હો ૭
ધન નરસઇયાના સ્વામી, મને મળીયા અંતરજામી. હો ૮



# સુરતાની ખુશાલી

## ભજન ૨૦૫ મું.

આજે સંસાર પાર ઉતરીયા રે. આનંદભલા.
મારા સજ્યાથી કારજ; સરીયા રે, આનંદભલા.
મારી મતી રણછોડ, સાથે લાગી રે, આનંદભલા,
મ્હેતો લોકોની લજ્યાઓ, ત્યાગી રે આનંદભલા,
હું તો સુરતા પરણાવી, થઈ રાજી રે; આનંદભલા.
મારે માથે રણછોડ રહયો, ગાજી રે, આનંદભલા,
મેતો અમર વર ઉર, ધરીયા રે, આનંદભલા.
મદ મોહને રડતા, કરીયા રે, આનંદભલા;
સઉને કહેવું હશે, તેમ કહેશે રે, આનંદભલા,
ના સમજેતો રોઈ રોઈને, રહેશે રે, આનંદભલા,
ત્રણ લોકના તીરથ, કરીયાં રે, આનંદભલા;
અડસઠ તીરથના ફળ, જડીયાં રે, આનંદભલા;
મુક્તી બઈને લક્ષ્મીદાસ, મળીયાં રે, આનંદભલા;
તેથી મનના મનોરથ, સરીયાં રે, આનંદભલા,



## ભજન ૨૦૬ મું.

મેલી દેને કાન, કાનરે મારગડો મારો,
છોડને પાલવડોરે મારો.
વારે વારે તમને, નંદકુંવરને,
હજુ ન આવી સાન, સાન, રે મારગડો મારો.
વાટે ને ઘાટે, ના વઢીએરે કાના,
સાના માગો છો, દાણુ, દાણુ રે. મારગડો. ૧
ઉભા ઉભા અમને, સાન કરો છો,
મોહનાં મારો છો, બાણુ, બાણુ રે. મારગડો. ૨
અમે મઈયારી રાજા, કંસનીરે કઈએ,
સાના માગો છો, દાણુ, દાણુ રે. મારગડો. ૩
દાણુનો જો કદી, ખપ પડે તો,
આવજોને ડાકોર, ગામ ગામ રે. મારગડો. ૪
બાઈ મીરાં કહે, પ્રભુ ગીરધરના ગુણુ,
તમે નંદાજીના લાલ, લાલ રે. મારગડો. ૫

!:—❧✿—!:

## ભજન નં. ૨૦૭

ગોવીંદના ગુણુ ગાજો રે, તેથી મંગળ થાશે,
પાપ તાપ સરવે જાસે રે, તેથી મંગળ થાશે,
અભાગીયાનો તુ તજને આશરો, સંતસંગતમાં જાજોરે, તેથી. ૧
દેવારે દીકતારે પાએરે લાગે, ગુણુ તારા સઉ ગાશેરે. તેથી. ૨
સંકટ તારા હરવા શ્રીવીઠલ, ચક્ર ધરી પ્રભુ ધાશેરે. તેથી. ૩
પુરષોતમ તુંતો કરને તારાપ્રી,તેને તુ શરણે જાજેરે. તેથી. ૪
કૃષ્ણારામ કહે કૃષ્ણને ભજતાં, જનમ મરણુ જીતાશેરે. તેથી. ૫

## ભજન ૨૦૮ મું.

પુરૂષનું રૂપ ભાખીરે, પૃવતી તણું કહું,
સીધુતો સમજાવું રે; નિરાંતે જેવું કહ્યું—પુરૂષનું ૧
આજ તો કથારે એટલી, કહી અમે તે ઊઠું,
કાલે આવોને કહીશુરે, ભણવું નથી જુઠું—પુરૂષનું ૨
કથાઓ કહેવી સાચીરે, પુરાણી જ્યારે થયા,
પુરાણી કો નાતોરે, મનમાં અમે ગૃહયા—પુરૂષનું ૩
પુરાણી કથા આવીરે, કરો સબ મન લાઈ
તોતો શ્રોતાજનો રીઝે રે, સાચું દીઓ બતાઇ—પુરૂષનું ૪
માન પામો તમે મોટું રે, ખરેખરા સૌ કહેશે;
સાચીરે વાતો માનોરે; લાખો ભકત કહે છે—પુરૂષનું ૫

---

## ભજન ૨૦૯ મું.

( રાગ ચાબખો. )

સમજણની વાત છે, ન્યારી મહારા વહાલા ટેક.
અણસમજુ ગયા છે, ઘણા હારી રે;
સાકર મીઠાની બે, પુતળી બનાવી
બંનેય રૂપાળી, છે નારીરે;
સમજુ અણસમજુમાં, ફેર ઘણો છે;
એક ગળી લાગે, ને બીજી ખારીરે
રોગી માણુસને, પરેજ ઘણી પાળવી,
વણરોગી તો, વસ્તુ ખાય સારીરે
કર્મકાંડવાળા એ તો, રોગી સર્વે જાણવા,
અનુભવ વૈદથી, રોગ રહયો હારીરે

જ્ઞાની સંગાથે જુવો, સંગ ઘણો કરીએ
અજ્ઞાનીથી, બેસીએ હારીરે;
ચેતન મુકીને તમે, જડને શું પુજો
ભેદ ભુલ્યા તે, સાનો ભેખ ધારીરે
સતનામ એક; બીજો અવિવેક છે,
સદગુરૂ પર, જાઉં વારીરે
નામ નિરાંતે આપુ, દ્રઢ કરીને ધારજો,
દે પલમાં તો, પાર ઉતારીરે

—o—

## સાખી.

દ્રષ્ટાંતો સૌએ લખ્યાં, તે ગાઈ ડાચાં દુખી જાય,
પણ બ્રહ્મજ્ઞાન થયા વિના, સીદ્ધાંત કદી ન થાય.

—:※:—

# કાયા વાંસળી–શબ્દ મોરલી.

## ભજન ૨૧૦ મું

( રાગ સામેરી )

રૂડી ને રંગીલીરે, વહાલા તારી વાંસળીરે
મીઠી ને મધુરીરે, માવા તારી મોરલીરે
એ તો મારે મંદીરીયે, સંભલાય—રૂડી ને રંગીલીરે
કાનુડો એ કાળોરે, બાઇયો મારે રૂદીયે વસ્યારે
મુકી દેને, કહાન કુંવર મારા ચીર—રૂડીને રંગીલીરે
સરખીને સાહેલીરે, સાથે પાની નીસર્યાં રે
બેડલું મેલ્યું, સરોવરીયાની પાળ—રૂડી ને રંગીલીરે

ઉઢણી વળગાડીરે; આંબલીયાની ડાળમાંરે
ઉભી નીરખું; નટવર દીન દયાળ—રૂડા ને રંગીલીરે
હુંતો કાંઇ સુતીરે, બાઈઓ ભર નીંદ્રામાંરે;
મોરલી વાગી, ઝબકીને જાગી માઝમરાત-રૂડીને રંગીલીરે
ગુરૂને પ્રતાપેરે, બાઇ મીરાં બોલીયાંરે
દેજો અમને, સંતો ચરણુમાંરે વાસ—રૂડીને રંગીલીરે

## ( ધર્મશાળા સારૂ મહેતાની સ્તુતી ]

નરસિંહ મહેતાએ ધર્મશાળામાં આવી ભગવાનની મુર્તીની સેવા કરી આરતી કરી ભગવાને આપેલી તાલ બજાવી કીરતન કરવા માંડયું.

### ભજન ૨૧૧ મું.

મને સાય કરોને કીરતારીરે, નથી ઠામ દુઃખ એ ભારીરે
અસ્તુતી ઉચરીએ તારીરે, નથી.
ભાઈ ભોજાઈએ, ઘરમાંથી કાઢયો, દીધો ધર્મશાળે વાસ
ભલુ થજો, તેનું ભજન થાશે, પોહોચશે મનની આશ
છુટી જંજાળ સંસારીરે નથી
મંદીર માગુ, વસવા માટે, આ મુર્તી પધરાવું નાથ
ભાવેથી ગુણલા, નીત્ય હું ગાઉ, સંત વેરાગીની સાથ;
માયા સૌ લાગે અકારીરે, નથી
અસ્તુતી સુણી પ્રહેલાદજી વશીયા, સ્થંભે જઈને નાથ;
ચીરપુરી, પંચાળીને થકવ્યો, સર્વ કૌરવનો સાથ
તેમ વ્હાર કરો આ વારીરે નથી

નરસીંહ મહેતાની અસ્તુતી સાંભળી ભગવાને અક્રુર અક્રુર કહી, સાંમટા સાત સાદ કર્યા.

તમે જુનાગઢ જાવ, નરસીંહ મહેતાને મંદીર અપાવી આવો અક્રૂર મંદીર અપાવી ગયા, મેહતા ભાવથી હરીકીર્તન આનંદ કરે છે, તેનેજ મુકિત મળે છે.

---

## માંડલીક રાજાના દરબારમાં નરસીંહ મહેતાના મામાની ફરીઆદ. ભાવાર્થ ૨૧૨ મો.

સાક્ષી—સારંગધરની તે વિષે વારતા

દરબારમાં સંન્યાંસોઓને જોઇ, માંડળીકે પુછયું વારૂ આ મહાત્માઓને; શા માટે તેડી લાવ્યા છો ? સારંગધરે કહ્યું, તેમને લાવવાનું પ્રયોજન એટલુંજ કે, નરસઈયાને શાસ્ત્ર-માંથી એકે અક્ષર આવડતો નથી, જુઠાં ઢોંગ કરે છે, તે ઢોંગની ખાત્રી કરાવા સારૂ, આ મહાત્માઓને અતરે લાવ્યો છું, તેથી તેને બોલાવી શાસ્ત્રના સવાલ જવાબ કરાવવા, તેથી તમારી સંપુર્ણ ખાત્રી થશે કે, નરસઇઓ ભગત નથી, પણ જુઠો ઢોંગી છે.

માંડળીક રાજાને અનંતરાયની, ફરીયાદીથી સારંગધરની સાક્ષીથી, નરસીંહ મહેતા ઉપર વહેમ આવ્યો, અને સંન્યા-શીઓ વીગેરે તેની પરીક્ષા, લેવાના હેતુથી નરસઈયાને બોલાવા એક, સીપાઈને મોકલ્યો.

નરસીંહરામ હરી ભજનમાં લાગી રહયો છે, ત્યાં માંડળીકરાજાનું તેડું આવ્યું; અને કહ્યું તમને માંડળીક

રાજા, હાલને હાલ બોલાવે છે. માંડળીકરાજાના તેડાને માન આપી, સાધુ મંડળ તથા સખી મંડળને,ભજન ચાલુ રાખવાનું કહી જયરાધા કૃષ્ણ, રાધાના ઉચ્ચાર કરતા, નરસીંહરામ માંડળીકની કચેરીમાં આવ્યા,

માંડળીકરાજાએ પુછયું, નરસીંહ તારા મામા અનંતરાયની, મરજી નહી છતાં તારી મામીને, પાણી પાવા શા માટે બોલાવે છે ? નરસીંહ કહે, હું કાંઇ તેડવા જતો નથી, માંડળીકરાજા કહે પણ, તારે એવો નીયમ છે ને ? કે તારી મામી સીવાય, ભજનમાં બીજાના હાથનું પાણી પીવું નહી, નરસીંહરામે કહ્યું હા, નીયમતો છે, પણ ના આવે તો કોઇ તેડવા જતુ નથી, માંડળીકે કહ્યું કાલે તારા મામાએ, તારી મામીને તાળામાં પુરી હતી, તો તેં કીયા જાદુના જોરથી તેને પાણી પાવા બોલાવી.

નરસીંહરામ કહે હું તો, જાદૂ બાદુ કાંઈ જાણતો નથી પણ કાલે તેમને મારી મામીને, તાળામાં પુરી હોય તો, તે મારો નાથ ! મારો ધણી ! શામળીઓલાલ ! મામી બની પાણી પાઇ ગયો, તેમાં જરા સંશય નહી.

માંડળીકે કહ્યું, તારાં ફેલ અને ઢોંગ ધતુરાં, હવે ચાલવાનાં નથી, જો તારી ભકતાઇ સાચી હોય તો, આ સંન્યાસી મહારાજ ઉભા છે, તે જે પુછે તે, સવાલના જવાબ આપ ! હું આજ સુધી સાચો, ભગત સમજતો હતો, પણ હવે તારૂં પોગળ જાણ્યું.

નરસીંહરામ કહે પોગળ કાંઇ જાણુતો નથી. વારૂ, મહાત્માઓ તમારો સવાલ શું છે, તે કહો ? આપણે તો કાંઇ ભણ્યા ગણ્યા નથી, પણ સવાલ શું છે, તે તો જાણીએ, સંન્યાસીએ કહ્યું, એમ નાચે કુદે હરી મળતા નથી, વારૂ, ખટ શાસ્ત્ર વેદ આદી વિગેરેનો, સાર જાણ્યા શીવાય, નાચવું કુદવું નકામું છે. જો રામ રામ કહેજ, રામ મળતા હોય તો પોપટ આખો દીવસ, રામનું નામ ઉચ્ચારે છે, તેનેજ મળે તેમ એવા ખાલી ઢોંગ કરે, ભગવાન મળતાં નથી, પણ ભગતનો ખોટો ડોળ, ધરનાર મુર્ખા, એમ નામ દીધે કાંઇ વળતું નથી. હરી શબ્દનો સાર, જાણ્યા વગર બધું નકામું છે; પરમેશ્વર શબ્દનો સાર શું છે, તુ જાણે છે ? નરસઇરામ કહે ના, સંન્યાશી, કહે તું આવો જુઠો ઢોગ તજી, રામકીઓની સંગત છોડી, સંન્યાશી થા અને પરમેશ્વર શબ્દનો સાર સમજ; આમ ખાલી નાચી કુદી, રામકીઓને આંખ મારવી એવી દંભીક ભકિત છોડ. અને પ્રભુ ભકિતનો સાચો સાર, શાસ્ત્ર, પુરાણ વેદ આદીનો અભ્યાસ કર. નરસીંહરામ કહે મેં તો, બધો સાર ગ્રહણ કર્યો છે, તેમાં સારમાં સાર મારા કૃષ્ણ કીરપાળનુ નામ, અને અથમાં એજજાણુ છુકે—રાધા કૃષ્ણ ગોવીદ, તે શીવાય બીજો કશો સાર જોતોજ નથી, જો જટા વધારે ભગવાન મળતા હોય તો વડનેજ ભગવાન મળે ? દંડ ઝાલે દીનોનાથ મળતા હોય તો, આંધળાનેજ મળે, જો ભસ્મ ચોળવાથી ભગવાન મળતા હોય તો, ગધેડુ રાખમાંજ રોજ આરોટે છે, તેનેજ મળે ? જો દંડવત કરવાથી ભગવાન

મળતા હોય તો, ભોરીંગ, [સાપ) ભોય ઉપરજ, પેટ ઘસડતો ચાલે છે, તેને જ મળે, જો વગડામાં રહેવાથી જ ભગવાન મળતા હોય તો, વનચર પશુઓનેજ મળે ! જો, શીંગી વગાડે ભગવાન મળતા હોય તો, એરા શંખ ફુકે છે તેમનેજ મળે, અને તેનું જ કામ થાય, માટે એ વાત જવા દીયો, નરસીંહના આવા વાકય સાંભળી સંન્યાસી મંડળ ઉશ્કેરાયુ, અને બધાએ મળી નરસઈયાને પાછો પાડવાનું ધાર્યું,જેના ઉપર ભગવાન પ્રસન્ન,તેના આગળ કોઈનું ચાલે નહી, ભકિત કરે તેનો હાથ, ભગવાન ઝાલે અને ભણેલા ઘણા, જન અથડાય છે, તે નજરે જોઈએ છીએ જેશ્રીકૃષ્ણ

---

### હરતા ફરતા પ્રભુ ધુન કરો.

સીતારામ, સીતારામ, ભજપ્યારે, નહી જન્મવારમવારે
રઘુપતી રાઘવ રાજારામ, પતીત પાવન સીતારામ
પ્રભાતે ઉઠી ભજવું નામ; નીશ્ચેના ઘરમાં હરીનું ઠામ
ભકતોના કરે છે કામ, રાજા રણછોડ આવે ધામ
હરતા ફરતા ભજવું નામ, ત્યારે મળીયા સુંદર સામ

---

## સાત ભાગ સમાપ્ત.

જેશ્રીકૃષ્ણ.

## નોંધ- ભક્તિ પ્રેમરસ પુસ્તકમાં

**જીજ્ઞાસુના પ્રશ્ન— તથા —મહાત્માઓના ઉત્તરના**
**સ્પષ્ટ અધ્યાત્મ ખુલાસા નીચે પ્રમાણે છે.**

પાનું. ભાવાર્થનો વિષય.



ઉપરનું પુસ્તક-વાંચવાથી કોઈ ના જાણે તેવું જાણવાનુ મળશે.
વીગેરે આત્મજ્ઞાનનાં ભજનો સાથે ઘણું જ્ઞાન સમાએલું છે.
આ ઉપરાંત બીજા ઘણા ભાવાર્થ તથા આત્મજ્ઞાનનાં ભજનો વિગેરે ખુલાસા સાથે છે. ભક્તિ ને મુકતીનો સીધો ને સહેલો રસ્તો જે વાંચવાથી સમજાશે.

## આ પુસ્તક મળવાનાં ઠેકાણાં નીચે મુજબ.



**પંચાળ ફુલશંકર ઉગરચંદ** ઠે. હરીયાપુર, ડબગરવાડે.
મુખતમ પોળ ઘર નં. ૧૩૧૪. અમદાવાદ

**પટેલ છનાભાઈ ઓઘાભાઈ** ઠે. શાહપુર આંબલીવાળી પોળમાં
અમદાવાદ

**પટેલ ત્રીકમલાલ ત્રીભોવનદાસ** સુખડીયા, દાળીયા શેરી સુરત
અને મુંબઈ નંબર ૧૯ ફુલગલી ભુલેશ્વર

**જરીવાળા જમનાદાસ કુબેરદાસ** ઠેકાણું–કાલબાદેવી રોડ,
જરીની દુકાન ઉપર. મુંબઈ.

**દાળીઆ મોહનલાલ બાપુભાઇ** ઠે. મહંમદ વાડી ચોખંડી,
મુ. વડોદરા.

